# આર્ય સુબોધ

પરચુરણ ગ્રંથોપરથી

બનાવનાર

પંડીત નીલમણીશંકર ચીંતામણીશંકર

પેનશનર શબ પોષ્ટ માસતર



આવૃતી ૧લી

સુરત ખોદાબક્ષ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૯—શને ૧૯૦૩

કીંમત ચાર આના.

**ધોબીના કપડાં લખવાની ચોપડી કીંમત ૦)=**

હીંદુ, પારસી, મુસલમાન, વ્હોરા સરવે કોમના ઉપયોગી જુદી જુદી ચોપડી બનાવી તેમાં તેઓના વપરાસમાં આવતાં કુલ્લે કપડાંનાં નામ લખી તેની સામા આંકડા માંડવાના ખાલી ખાના રાખ્યા છે, જેથી છોકરાઓ સહેલાઈથી લખી શકે છે. ત્રણ વરસથી પણ વધુ વખત ચાલે છે.

કપડાપર નામ પાડવાની લાલ સાહી.

**નથી કપડાં ગેરવલે જતાં અટકે છે, બે બદલાઈ આવવાની ધાસ્તી રહેતી નથી. નામ કહી જતું નથી. કીંમત શીશી ૧ના રૂ. ૦૧=.**

**નાની સીસીનો રૂ, ૦૧ તથા ૦)=**

**હીંદુઓના દીવાળી તથા બેસતાં વરસ ટાંકણે**

અરસપરસ રૂડી આશીષો ચાહવાના

**દીવાળી મુબારક તથા બેસતાં વરસ મુબારકના કારડો**

સાદા એક દોઢડયાંથી તે ફેન્સી રૂ. ૧) સુધીના કારડો.

એમ. જે. પોસ્ટવાળા નાણાવટ સુરત.

# આર્ય સુબોધ

પરચુરણ ગ્રંથોપરથી

બનાવનાર


પંડીત નીલમણીશંકર ચીંતામણીશંકર

પેનશનર શબ પોષ્ટ માસતર





આવૃતી ૧લી

સુરત ખોદાબક્ષ પ્રેસમાં છાપી.

શંવત ૧૯૫૯—શને ૧૯૦૩

કીંમત ચાર આના.

# સુચના

આપણા આર્ય લોકોની ઊંચ જાતિમાં છોકરા પરણાવતી વખતે જન્માક્ષર મેલવવાનો રીવાજ છે તેમાં ઘણીક ભુલો તથા ડગા ફટકા થાએ છે. તેથી કરીને વર કન્યાનો આખો જન્મ મીથ્યા થાએ છે. તે હેવી રીતે કે કોઇ કોઇ કન્યાના મા બાપતો જાંહાં પોતાને દીકરી દેવી હોય છે તેના જન્માક્ષર મંગાવીને જોશીને રૂપીઆ આપીને પેલા છોકરાના જન્માક્ષરના મલતા બરાબર પોતાની છોકરીના કરાવીને, તથા કોઇતો બંનેના જન્માક્ષર દેવના આગળ મુકીને, તથા કોઇતો ખાવા લઇને, એ પ્રમાણે વગર વીચારે મુરખ માબાપો અનર્થ કરે છે. તેણે કરીને વર કન્યાનો જીવતાં સુધીનો સ્વાર્થ બગાડેછે, તેનુ કારણ પાંચ આંધળાની વાત જેવું છે. તે હેવી રીતે છે કે કોઇ ગામમાં હાથી આવ્યો હતો ને ત્યાંનાં લોકોએ હાથી દીઠેલો નોહતો ત્યારે લોકો ગામની ભાગોલે હાથી જોવાને જતા હતા તે જાણીને પાંચ આંધળાઓને હાથી જોવાની ઇચ્છા થઇ ત્યારે તેણે એક દેખતાને કહ્યું કે, ભાઇ, તું હમોને હાથી જોવાને તેડી જશે તો તને હમે એક રૂપીઓ આપીશું.

તે શાંભળી દેખતાએ કહ્યું કે, ભાઇઓ, તમેતો આંધળા છો અને હાથીને શી રીતે દેખી સકશો?

ત્યારે તેઓએ કહ્યુ ભાઇ, તું હાથીના શરીરપર હમારો

હાથ અડકાવશે એટલે હમો હાથ ફેરવીને જાણીશું કે હાથી કેવા રૂપનો છે.

તે સાંભળીને દેખતાએ વીચાર કીધો કે એવો જોશે તો જોશે. નહીં તો રૂપીઓ આપાને રેશે તેમા મારૂ શું જશે, હેવું ધારીને તે આંધલાઓને દોરીને હાથી પાસે તેડી ગયો ને તેના પાસેથી રૂપીઓ લીધો ને તેઓને કહ્યું કે, જુઓ આ હાથી છે હવે તમારા કેહવા પ્રમાણે એકેક જણો હાથ આપો એમ કહીને એકનો હાથ પકડીને હાથીના પગ પર ફેરવાવ્યો, બીજાનો હાથ પુછડે, ત્રીજાનો હાથ કાન પર, ચોથાનો દાંતપર, પાંચમાનો શુંઢ પર, એ રીતે પાંચેના હાથ પાંચ અંગ પર મુકાવીને તેણે કહ્યું કે તમારા કેહેવા પ્રમાણે મેં દેખાડયો, એમ કહીને પાંચે જણાને પાછા દોરીને ચાલવા લાગ્યો.

ત્યારે તેઓ માંહો માંહે કેહવા લાગ્યા. ભાઈઓ આપણે બધાએ મલીને રૂ ૧) ખોયો, ને પગે હાથ મુકવાવાળો બોલ્યો કે હાથી તો ગોળ થામલા જેવો છે, બીજો બોલ્યો કે ના, હાથી તો શારવણા જેવો છે. ત્રીજો બોલ્યો કે, ના ના, હાથી તો શુપડા જેવો છે. ચોથો કેહેજે અરે, હાથી તો લુગડાં ધોવાના મોગરા જેવો છે, પછી નીચે શુંઢ પર હાથ મુકેલો તેણે કહ્યું કે તમે ચાર જણા ખોટા છો, હાથી તો દાણા ખાંડવાના શાબેલા જેહેવો છે. એ રીતે પાંચે જણા તકરાર કરતા જાએ છે. તે જોઈને પેલો દેખાડનારો લજાઈને નાહશી ગયો, તેવારે પેલા આંધલાઓ અટકી પડયા. એ વાતપરથી કેહવત થઇ કે વર મરો કે કન્યા મરો, પણ જોશીનું તરભાણું ભરો.

પ્રીય વંચકો, આ ઉપરથી સમજવાનું કે હાથી દેખાડનારો જોશી છે, જન્માક્ષર પરભરોશો રાખીને એવા કન્યા દેનારા આંધળા છે તેઓ જયારે વર કન્યાના ખોટા પરીણાંમ થાય છે ત્યારે આધસાની પેઠે પસ્તાય છે ને લોકો તેવાનો તીરસ્કાર કરેછે ને જયારે જન્માક્ષરની ગડબડ થાય છે ત્યારે બધાને નાખોશી લાગે છે. માટે શરવે ભાઈઓને વીનંતી કરવાની કે કામ શાસ્ત્રનો એક સંસ્કૃત અનંગ રંગ નામનો ગ્રંથ છે જેમાં કે જયોતીશ, શામુદ્રિક, નીતી શાસ્ત્ર એ શ્લોકોના અર્થ સાથેનો છે. તેપરથી ટુકમાં બધો શાર આ પુસ્તકમાં બનાવેલો છે, તેના કરતા શરીરના લક્ષણો કરણી પ્રમાણે માણુસ પેદા થાય છે ત્યારથીજ ઉત્પન થાય છે તે શરીર છુટતા સુધી રેહે છે વાસ્તે જો કોઈને વર કન્યા, જોતીશ પ્રમાણે પરણાવાનો વીચાર હશે ને આ ગ્રંથ કર્તાને વર કન્યાના ચીન્હ દેખાડશે તો તેની ફુરસદે તે ખાતરી કરીને આપસે તો પછાડીથી કન્યા વીધવા થયા પછી પુનર વિવાહ કરવાની જરૂર પડે નહીં, માટે જેને કન્યા કાળ પ્રમાણે લગન કરવા હોય તો આ ઊપલો વીચાર શારો છે. એમ છતાં આસુરી લગન કરવાં હોય તો હાલના શમયમાં નાચે લખેલી પુષ્ત પય મુજબ વર કન્યાના લગન થાંયતો આ પુસ્તકમાં જે પરણતી વખતે વર કન્યાની પ્રતિજ્ઞા લખેલી છે. તે પ્રમાણે બંને જણાંની અરસપરસ શાક્ષી થાયતો પછાડીથી કોઇ તરેહનો વાંધો પડે નહી ને બંને જણાં સંપથી રહે એવું ધારીને મે મારી અલ્પ બુદ્ધીથી આ આર્યશુબોધ નામનું પુસ્તક સુમતનાથ તથા કુમતનાથના સંવાદથી રચેલું છે તેમાં જે જે જગાપર વંચકોને ખામી માલમ પડે તો તેઓ કૃપા કરીને શુધારવાની તસદી લેશો

## દોહરો

તરીઆ તેરે નીપજે પુરૂષ શોળે નર થાય,
બાળ વયના લગન તે ઢીંગલાં પરણ્યા કે'વાય.

ઉપરના દોહરા મુજબ બાળ લગન થાય તે જેમ મદારી વાંદરા રમાડે છે તેવા જાણવાં. કારણ, નાદાનીમાં પરણે ને જ આશ્રમમાં તો વાંધા હોય એટલે તેના માઠા પરીણાંમ થાએજ.

॥ श्री गणेशायनमः ॥

# આર્ય સુબોધ.



### શ્લોક

प्रणम्य शंकरंदेवं ब्रह्माणंचजगद्गुरू
विष्नुं प्रणम्यशिरसावक्ष्ये शास्त्र समुच्चयं ॥ १ ॥

અર્થ–શંકરને, જગતના પીતા બ્રહ્માને, વિસ્નુ એઓને નમસ્કાર કરીને ઘણા ગ્રંથોમાંનો ટુંક સાર લખું છું.

### વિનંતી વીશે છપો

સમરી શંકર સુતને, વાત લખું વેવારી
કવીઓને પરણાંમ, માફ કરજો ભુલ મારી.
છે વિધાની ખોટ, જોડવાને મન માહાર
કબુલ કરજો શર્વે, વિનંતી રૂડે કરવા ધાર.
શેવક હું કવીઓ તણો, ગ્નાનિનો ગુલામ છું
થોડું કરી ઘણુ માનજો, બ્રાહ્મણ નીલમણી નામ છું

કુમતનાથ પુછે છે ભાઇ શુમતનાથ, આપણા બંનો જણના નામનો શો અરથ છે?

શુગતનાથ કહે છે ભાઈ, આપણા આર્ય લોકમાં જે જે નામ પાડે છે તે તેઓની રાશી ઉપરથી એટલે સારી માઠી કરણી પ્રમાણે તેઓનો જન્મ થાએ છે તે પ્રમાણે નામ પાડે છે.

કુ૦ ત્યારે મારા નામનો શો અર્થ છે ?

સુમતનાથ કહે છે. કુમત એટલે અવળો મત, વીરૂધ વીચાર કરવાવાળો ને નાથ એટલે જેમકે ગોરકનાથ-જાલંધરનાથ એવા મોટા યોગેશ્વર થઈ ગયા છે ને હવે તો આ કાળમાં જેવો કે ભગવાં લુગડાં પેહેરીને હાચલાની સારંગી વગાડીને ભીખ માગે છે તેવાને કહે છે. સુ એટલે સારો ને કુ એટલે નઠારો. જેમકે નામ લક્ષ્મીદાસ પાડે છે ને પછી હોય ભીખારીદાશ તેવું છે.

કુ૦-ભાઈ હું નઠારો શાપરથી છું ? તેનો ખુલાશો કર.

શુ૦-તાહારા જન્માક્ષર બરાબર સધાવ્યા નથી એ તારા માબાપની ભુલ છે. હવે તું તારા ઘનાા માણશથી વીરૂધ મત ચાલે છે અને તારી સ્ત્રીને વસ થયો છે તેથી તું નઠારો છે.

કુ૦-જન્માક્ષરમાં ભુલ શી રીતે થતી હશે તે પ્રથમ કેહે.

શુ૦-શાંભળ, માણશો સ્ત્રીને પ્રસવ થતી વખતે બરાબર જ્યોતીષ પ્રમાણે પ્રસવ થયાનો વખત નોધતા નથી તેથી અર્થનો અનર્થ થાય છે તે નીચે પ્રમાણે શાંભળ. મારવાડમાં એક જોશીની સ્ત્રી સગર્ભા હતી ત્યારે તેણે પોતાની માને કહ્યું કે મારી સ્ત્રીના પેટમાંથી જળ પ્રવાહ થાય તેવારે હું આ શાથેની જમામાં પડદો નાંખીને બેઠું છું માટે તે વખતે તું એક લીબું ઉપર

કહેલા સમયે પડદાપર ફેંકજે, એટલે હું બાળકની જન્મ કુંડ લી માડીશ. એવું કહેલું. તેજ પ્રમાણે તેણે તે લીંબું ફેંક્યું તે પડદાને અથડાઈને પાછું ફરયું તેજ લીંબુ ફરીથી તેણીએ ફેં-કયું એ વખત જોશીએ નોધ્યો તેની કુંડળી બનાવીને તેણે જોયું તો એવો ભાવાર્થ નીકળ્યો કે જો એ બાપ એ છોકરાનું મુખ દેખે તો છોકરો જીવે નહી, એવો અર્થ માલમ પડયો તેથી તે બાપે વીચાર કીધો કે જો હું એ છોકરાનું મુખ જોઈશ તો એ મરી જશે વાસ્તે હું દેશાટણ કરવા જતો રહું. એ પ્રમાણે ઘરના માણુશોને કહીને તેનો બાપ પરદેશ જતો રહયો ને ફરતો ફરતો ઉજ્જણ શેહેરમાં જઈ ત્યાં મુકામ કરી રહયો હવે આણી ગમ છોકરો મોટો વીદવાન જોશી થયો તેણે પોતાની માથી વાકેફ થઇ પેહલી વખતે જે લીંબુ ફેકેલું તે વખત પ્રમાણે કુંડળી માંડી ને ગણીત કરી જોયું તો એવું માલમ પડયું કે જો બાપને દી કરો બંને જણા એકઠા થાય તો મોટો આનંદ ઓછવ થાય. એવો અરથ જાણીને છોકરો બાપની શોધ કરવા નીકળ્યો. હવે તેનો પીતા ઉજ્જણમા રહેલો. તેણે રાજા ભોજને વરતારો કરી આપ્યો કે અમુક દીવસે અમુક વખતે પુંછડીઓ તારો આકા-શમાં ઉદય થશે, તે સમયે પૃથ્વીપર ઉતપાત થશે એ વીશે લો-કોને સાવધ રહેવા સારૂ રાજાએ જાહેરનામાં શેહેરમાં ચોહોડીઆ. એટલામાં પેલો છોકરો ફરતો ફરતો તે ઉજ્જણમાં આવ્યો તેવારે તેણે તે જોઈને પોતે ગણીત કરી તપાશી જોયું તો બાપના કેહવા કરતાં એક કલાક મોડો તારો ઉગે, હેવો વરતારો માલમ પડયો. ત્યારે તેણે પણ રાજાને તે પ્રમાણે જાહેર કીધું તે મુજબ ફરીથી

જાહેરનામા કીધાં. હવે પેલા વરતારો છોકરાના કેહવા પ્રમાણે ખરો પડયો તે જાંણીને રાજાએ બંને જોશીઓને તેડાવ્યા ને શીરપાવ આપ્યો અને બંને જણાને પાલખીમાં બેશાડીને વીદાય કીધા. તે બંને જણા એકઠાં થઈને ખુલાશો કીધો કે લીખું પેલી વાર ફેકયું તે વખત નહીં નોધતાં બીજી વખતે ફેંકેલા વખતમાં આ ઊલટો અરથ થયો. પછી બને જણા ખુશી આણંદથી પોતાને ઘેર ગયા તેવારથી આ નીચેની કેહેવત થઈ તે શાંભલ

બાપ કરતાં બેટા બડા
જઈ શભામાં રહયા ખડા

ઉપર મુજબ વખતના ફરકમાં શારાને બદલે માઠું માલમ પડયું હતું પણ એ તો છોકરો વીદવાન હતો તો શારૂ. પણ સામી ટક્કર મલી ન હત તો બાપ દીકરાને વીયોગેજ મરવું પડતે કેની? આ પ્રમાણે વખતનો ફરક જન્માક્ષરમાં પડવાથી વર કન્યા પર ણે તો જરૂર વીવાહનુ વરશી થાએજ.

કુ૦ વાજબી છે. હવે કઈ વખતે પ્રશવ થાય તો જપેતીષ ખરૂ પડે?

શુ૦ શાંભળ

॥ श्लोक ॥

उत्तमेचजलाश्रयं मध्यमं केशदर्शनं ॥
कनिष्ठिकं भूमिपातश्च । रुदंतिये अधमेत्रच ॥ १ ॥

અરથ-સ્ત્રીઓને બાળક પ્રસવ થતી વખતે જે પેટમાંથી

ળ વેહેવા માંડે છે તે વખતે જો જન્માક્ષર નોંધાએ તો તે ઊ-તમ, પછી માથાના કેશ માલમ પડે તે મધ્ય, ને બાળક જમીનપર પડે તે કનીષ્ઠ ને પછી જમીનપર પડયા પછી રડવા માંડે તે વખત નોંધે તો તે જન્માક્ષર તદ્દન અધમ એટલે ખોટાજ પડે. માટે ઉ-તમ મધ્યમ ને કનીષ્ટ એમાં જો ફરક પડે તો જમીનપર પડયા પછી રડે એ તો તદ્દન ખોટાજ થાય. આ ઉપલી બીના લોકો જાણતા નથી ને જન્માક્ષર બરાબર મંડાતા નથી તો જયોતીષ ખરૂ શી રીતે પડે. જયોતીષ તો ખરૂંજ છે પણ અજાણપણાથી વખત ખોટો માંડીને જન્માક્ષર કરાવે તેનું તેજ પ્રમાણે થાય તેમાં જોશીનો શું કસુર કેહવાય ?

કુ૦ ભાઈ, જયોતીષ વીશેની તો મને સંપુરણ ખાતરી થઇ પણ શામુદ્રીક વીશેનો ખુલાશો કર

સુ૦ શાંભળ

॥ श्लोक ॥

**अतिदीर्घाच ह्रस्वाच अतिस्थूळाकृशा स्तथा ॥ अति**

**कृषाचरौद्राच तोहशीवैर कारिणि ॥ १ ॥**

અરથ–જે સ્ત્રી અતી ઉંચી, અતી નીચી, અતી ગોરી, અતી જાડી, અતી પાતલી, અતી કાળી તેવી સ્ત્રી કજીઆખોરી હોય માટે તેને તજવી. વાસ્તે તારી સ્ત્રી ઉંચી ને કજીઆખોરી છે તે બધાં સાથે કલહ કરે છે ને તેનો ત્યાગ ન કરતાં ઘરના બધાનો ત્યાગ કીધો એટલો તું નઠારી.

કુ૦ બાઇ, નાનપણમાં માબાપે પરણાવ્યો તે શું કરીએ ?

શુ૦ અહવા તે વાતતો ખરી પણ છોકરાં તો પુખત ઊમર થયાં કે નહી શાંભળો. આશક ન જુવે જાત કજાત. ભુખ્યો ન જુવે ઠંડો ભાત; પ્યાશો ન જુવે ધોબી કો ઘાટ, વ્યભીચારી ન જુવે તુટો ખાટ. એ પ્રમાણે તે વગર વીચારે આરભયું તેમાં તને બે છોકરી થઇને દુખીઓ થયો વળી ત્રીજી છોકરીના વરની આંખ બાડી છે.

કુ૦ ત્રીજીના વરની આંખ બાડી છે તેમાં શું ?

શુ૦ શાંભળ

### દોહરો

કોઢીઓ બાડીઓ ને કાણીઓ છાતીમાં ન હોય વાલ
શુકનમાં જો તે મળે તો નીશ્ચે જાણવો કાળ

### ॥ श्लोक ॥

वामणेषट् दोषास्यात् । नवदोषाष्चमांझरे ।
लुला लक्षदोषेण अंधाबाडापारं न लभ्यते ॥ १ ॥

### કેહેવત

બચડવાલને બેટી જાઓ જેના ઘરમાં બહુ નાર,
તેને કાઇ મારે નહી તો છેવટ મારે કીરતાર.

### ॥ श्लोक ॥

मातृ पितृ परित्यागि भगिनि भ्रातुरेवच ॥
भार्या देव्या जितमाण आनेमन कालये ॥ १ ॥

### છપ્પા

અરથ—જે પુરૂષ માબાપનો ત્યાગ કરીને બેશે,
તજી ભગનીને ભ્રાત જઈ શાસરીએ પેસે.
કરે શાળીથી સ્નેહ દેહ સાસુને અરપે,
શશરો વહાલો હીંમ પ્રેમથી કાળજું ધરપે.
વ્હાલી વહુ સારી લાગે, જેમ જનેતા જાએલો,
કેહે નીલમણી તે નર નહી પણ શુદ્ધ બાએલો,

વળી શાંભળ. દીલ્લીના અકબર બાદશાહાએ કવી ગંગને પુછેલું હતું કે દુનીઆમાં નકામાં માણુશો કયાં કયા તે શાંભલી કવી ગંગે નીચે લખેલા કવીતમાં ખુલાશો કીધો છે.

### કવીત

પુત કપુત કુલક્ષણી નાર, લડાક પડોશ—લજાવન શાલો
ભાઇ અદેખો પુરોહીત લંપટ, લોભી મીત અતીત ધુતારો
ચાકર ચોર બક્શી કઠોર, રાજા કુર દીવાન નઠારો,
કેહે કવી ગંગ શુણો શાહા અકબર, બારેકું બાંધ શમુદ્રમે ડારો.

ઉપર બતાવેલા બાર માણુશો દુનીઆમાં નકામા છે તેનો ત્યાગ કરવો જોઈએ. એમ છતાં જો ત્યાગ ન કરે તો તેઓ બીજાને બેઆબરૂ કરીને દુખી કરે છે. તેની ખાતરી હીંગોરા શેઠની વાતપરથી થસે.

કુ૦ હીંગોરા શેઠની વાત કેવી છે તે કેહે.

શુ૦ બાજીરાવ પેસ્વાની વખતમાં પુણાનો નગરશેઠ દામો-

દર હીંગોરા નામનો હતો. તેની છોકરીના લગન નાયબ દીવાનના છોકરા જોડે થવાનાં હતાં. તેના માંડવા મુરતને દીવશે રીત આપવાને વરની માને શેઠને ઘેર તેડયા નોતરૂં કરવાને શેઠાણી ગયલાં તે વખતે તેની દાશીએ શેઠાણીને કહ્યું કે વેવણ રીત લેવાને આવે ત્યારે પાટ પાથરવા ને પાણીથી પગ ધોવરાવવા એવો ન્યાત નો રીવાજ છે તે તો ગરીબ લોકો કરે છે પણ તમે બન્ને વેવાઈ શ્રીમંત છો ત્યારે તમારે તો શફેત કપડાંને બદલે શાલોના પાટ અને પાણીને બદલે દુધે પગ ધોવાડવા જોઈએ. તે શાભળીને કુલક્ષણી શેઠાણી-પીહેરીઆનું ચમણુ ચલાવનારીએ તે પ્રમાણે કબુલ કીધું ને પોતાના વરની શલાહ ન લેતાં સ્વતંત્રપણે ભાઈ ની પાસે શાલો પાથરવા મંગાવીને દુધે પગ ધોવાડવાનો ઠરાવ કીધો એ વાતની ખબર પૈસ્વા શરકારને કાંને પડી ત્યારે તેણે વીચાર કીધો કે આપણે લોકોને શીરપાવમાં શાલ આપીએ છીએ તે લોકો માથે ચડાવી માન પામે છે, તેમજ લક્ષ્મી પુજન દુધે વતી કરીએ છીએ તેને ઠેકાણે આ પ્રમાણે જો થશે તો શાલનું માન શું રેહશે, વાસ્તે એની તજવીજ કરવી ને એવું થાએ તો શેઠનું ઘર લુટી લેવું. એવો શરકારે વીચાર કરીને બીજે દીવસે સહવારમાં ૧૦૦ પોલીશની પલટણ મોકલીને સુબેદારને વરદી આપીને કહ્યું કે હીંગોરા શેઠને ઘેર જાઓ ને નાએબ દીવાનની વહુ ગાડીમાંથી ઉતરે તેના પગ તળે જો શાલ પાથરે તો તેજ વખતે પાથરનારને હાથે બેડી ચડાવીને તેને તુરત કેદ કરીને કચેરીમાં લાવવી, એવો હુકમ આપીને પલટણને મોકલી. તે જોઈ શેઠાણી ખુશી થયાં ને કેહવાં લાગ્યાં આજે અ.પણને માન આપવા શરકાર

શરકારે લશકર તેહનાતમાં મોકલ્યું. એ રીતે હરખાતાં હતાં એ-ટલામાં વેવાઈનો વરઘોડો આવ્યો તે ગાડીમાંથી વેવણ ઊતરીને પાથરેલા શાલપાટપર પગ મુકયો કે હુકમ મુજબ પાથરનારને કેદ કરીને તેડી ગયા. તે ફજેતી જોઈને હીંગોરાની વહુ ઓઢી પડી ને જયાં શેઠ બેઠેલા હતા ત્યાં રડવા જેવું મોઢું કરી ઊભાં. તે જોઇ શેઠ તેને પુછવા લાગ્યાં કેમ શું થયું ? ત્યારે શેઠાણીએ બનેલી હકીગત કહી ને આ વાતની ગોઠવણ સ્વતંત્રપણે પોતે કરે લી તે શેઠને ખબર નોહતી એટલે શેઠે પણ બીજવાઈને તીરસ્કાર કરાધો. તેટલામાં શેઠનાપર હુકમ આવ્યો કે તમે શાલપાટ પથરા વી શીરપાવ આપવાના દોશાલા પગ તળે નાંખ્યા તે સારૂ શરકાર બોલાવે છે. તે વાંચીને શેઠ કચેરીમાં ગયા જયાં તેમનુ અપમાન કરીને કહ્યું કે હમારે શીરપાવ આપવાની તે શાલો તમે પગ તળે નંખાવી તે વાસ્તે તમારૂં ઘર લુટી લેવામા આવશે એવું કહી તેનું ઘર લુટી લીધું ને વીવાહનું વગોણું થયુ તે દીવસથી કેહ વત નીચે મુજબ થઈ,

બઇરાંની બુદ્ધી પાન્હીએ, ઘરબાર ખોયાં વાણીએ.

ધણીને વગર પુછે ચલણ ચલાવ્યું, તેમાં પઇસાને આબરૂ બંને ખોવડાવ્યાં; એવી કુજાત સ્ત્રીઓનો ત્યાગ કરે નહી તો છેવટ ભારી નુકશાનમા પાડી બેઇજત કરાવે છે. જેમ કે રાણી શુદ્રષ્ટના નાના ભાઇ કીચકથી વઇરાટ રાજાને, ગાંધારીના શકુની થી ધૃતરાષ્ટ્ર રાજાને. માટે એવી નારીને નીચેની જાત જાણવી,

## છપા

મરોને નબલી નાર, કંચની ઈજ્જત લેતી,
વદીને જુહા વેણ, દમાને દુખજ દેતી,
કરે કોઠી ક્લેશ. લેશ જંપે નહી જાતે.
શાસરીએ કુશંપ વઢે બહુ વાંકી વાતે
ટંટાનો તંત મુકે નહી, વઢીને વશ કરવા ધણી
કેહે નીલમણી એ સુંદરી ગધેડી ગોલા તણી.

## છપા બીજો

જે ઘરમાં નહી સંપ, જંપ તેને નવ જાગે,
ત્યાસે ફુટાફુટ, અતી દુખ દલદર પામે.
થાએ દ્રવ્યનો નાશ, હાશ કરી નવ બેશે,
હરખે દુશમન લોક શોહોડમા શતર થઇ પેશે.
ઇજત ઘટે ઘણી તેહની છેક ફજેતી થાએ છે.
કહે નીલમણી ઘર ફાટે ઘર જાએ છે.

ઉપર લખેલી જાતની સ્ત્રીઓથી બધી વાતે નુકશાન થાએછે.
વાસ્તે તેઓનો ત્યાગ કરી ઘરમાં નીચે લખેલા છપા પ્રમાણેસંપથી રેવુ

## છપા ત્રીજો

સંપ હોય જે ઘેર મેહેર ત્યાં તો ઈશ્વરની,
વધે વડો વહેવાર પ્રાપ્તી પામે જરની
લે સંસારી લ્હાવ ભાવથી સુખ ભોગવે
શતર શીર નમ થાએ જુગતે જીવ જોગવે
વંશની વૃધ્ધી શારી વધે દુખ દલદરનો નાશ છે
કહે નીલમણી જયાં શંપ ત્યાં પ્રભુનો વાસ છે.

આ ઉપર પ્રમાણે જે ઘરમાં સંપ રાખે છે તેજ સુખી થાય છે. જો તારી સ્ત્રી ઠીક નથી અગર એનુ ચલણ ચલાવીશ તો નીચે પ્રમાણે કેહેવાશે.

છપ્પો.

તરીઆ ચલાવે ચલણ, પોતાના ઘરમાં
જાણવી નહી અક્કલ, તેજ નારીના નરમાં
તે ગણાએ નારી તોલ, બોલ તેનો ન થવાએ
જેવો ઘરનો ગુલામ, માપ તેવુંજ મપાએ
ચલવે ચલણુ જે નારનું તે સું સ્નેહ ન માંડવો.
કહે નીલમણી તે મરદને જરૂર જાણવો રાંડવો.

છપ્પો

જે વહુને વશ થાએ, જાણવો તે મુઢ મેલો
જે વહુને વશ થાએ, હોય ડાહયો પણ ઘેલો
જે વહુને વશ થાએ, જાય તેનું ઘર શરવે
જે વહુને વશ થાએ, ખાએ ખત તે ગરવે
વશ વનીતાને થઈ રહે, તે વાત પુઠલ વહે.
કહે નીલમણી જે વશ થાએ તેને શઉ ઢઉવો કહે.

કુ૦—ભાઇ, તેં જે વાત કહી તે ખરી. મને તો તે કાંઇજ પુછતી નથી ને હું કાંઈ પુછવા જાઊ છું તો જાણે કુતરીની પેઠે ઉછાલો મારે છે.

શુ૦ ભાઇ, તને એણે કામ શાસ્ત્રની કળા પ્રમાણે વશ કીધો છે.

કુ૦ એવી થી કામ શાસ્ત્રની કળા હશે?

## દોહરો

શુ૦-કામ કળા બીન ચાતુરી, ગીતા પડે બીન ગ્નાન
અનંગ પડે બીન રતી કરે, સો નર પશુ સમાન,

અરથ-કામ શાસ્ત્રનો અનંગરંગ ગ્રંથ છે તેમાં લખેલી કળા વગર જે પુરૂશો સ્ત્રી સંગ કરે છે તેઓને સ્ત્રી મુરખ-પસુ જેવા જાણે છે ને તેઓની સંતતી આ તારી વહુના જેવી પ્રાપ્ત થાય છે તેવીજ થાય.

ઉદાહરણ-જેમકે લોટમાં પાણી રેડીને તુરત કણક કરી ગુંદયા વગર રોટલી વણીએ ને તે રોટલી જેમ ઉપસ્યા વગર ફાટીને કાચી રહે છે, તેજ પ્રમાણે જેઓ ઢોરની પેઠે સ્ત્રી સંગ કરે છે ને તેની દુખીઆરી પ્રજા ખોડવાળી કુસંગી પેદા થાય છે માટે કુશંગીની શોબત કરવી નહી.

## દોહરો

ચલનો ભલો ન કુસંગકો, દુહીતા ભલી ન એક
પઇશો ન મંગનો બાપકો જો શાહેબ રાખે ટેક,

કુશંગીની શોબતી-તથા એક પણ છોકરી, ને બાપ પાસે પઇશા માગવો એ બધું અયોગ્ય દુખદાયક છે.

એક છોકરી વીષેનું દ્રષ્ટાંત નીચે મુજબ:—

મેવાડના ઊદેપોરના સુર્યવંશી મહારાણાની છોકરીના લગ્ન પોરબંદરના રાજાના છોકરા સાથે કરેલા. હવે તે છોકરી

પુખ્ત વયની થઇ ત્યારે તેને ઉદેપોરથી સાસરે વીદાય કરી, તેની સાથે એક વૃદ્ધ દાસી પણ મોકલી હતી. ત્યાં તે છોકરી પોતાના પીતાનાં યોગ્યતાથી અહંભાવે ચાલતી હતી ને સાસરીયાને વશ રેહતી નોહતી. ત્યારે પેલી વૃદ્ધ દાસીયે એકાંતમાં તે છોકરીને શીખામણ દીધી, કે તારે સાસરામાં રહી સઉની તાબેદારી ઉઠાવવી જોઇએ, ત્યારે તે છોકરીએ જવાબ દીધો. " મારો પીતા તો સુર્યવંશી રાણો છે, ને યારો લડકો તો ઠાકરડો છે. " તેથી હું મોહટી કેની ? એમ ઉનમત્તાઈનો જવાબ આપ્યો.

આ બીના વૃધ્ધ દાસીએ રાણા સાહેબની રાણીને લખી જણાવી. તે માહારાણીએ રાણા સાહેબને ખબર કીધી.

રાણા સાહેબે વીચાર કરી છોકરીના સસરાને લખ્યુ કે ઘાંણી મુદતથી અમે તમારે ત્યાં છોકરી વીદાય કીધી છે તેથી જમાઈ તથા છોકરીને મળવાને મોકલશો તો હું તેડાવવા ધારૂં છું. તે પત્ર પોરબંદરના રાજા સાહેબે વાચી પોતાની ખુશી બતાવી.

ત્યાર પછી ઉદેપોરના મહારાજાએ છોકરી જમાઈને તેડાવ્યાં, તે ત્યાંથી તેઓ દાસી સમેત ઉદેપોર આવ્યાં.

હવે રાજવંશી લોકો છોકરીને શીખામણ આપવી તે વીશેનો ઊંડો વીચાર કરી માહારાજાએ પોતાના જમાઈના જોડા પોતાના કબજામાં મુકયાં, અને માહારાણીને સુચના કીધી કે, અમે જમાઇને લઇને જેવા દરશન કરવા જઈએ, ત્યારે તે

જમાઈના જોડા મેં સંતાડેલા છે તે હું જમાઇના સામાં ધરીશ. ત્યારે તમે સઘળાં બઇરાઓ સાથે છોકરીને લઇને ચકમાં બેસજો, ને જમાઇના સામાં જે વખતે હું જોડા ધરૂં તે વખતે પેલી છોકરીને તમે ઘટે તેવી સમજુતી આપજો. તેપરથી એ છોકરી સમજી, ફરી ઉનમત્તાઇ કરશે નહીં.

તેવી સમજુતી બઇરાઓને આપી રાણા સાહેબ કપડાં પેહરી દેવ દરશને જવા નીકળયા, તે વખતે જમાઇ પોતાનાં પગરખાં સોધતો હતો, એટલે માહારાણાએ પોતાના કબાટ માંથી જોડા કાહાડી જમાઇના સામા ધરયા તે જોઇ જમાઇ માફ માંગવા બેઠો કે આ અયોગ્ય છે. એમ કહી સામો સસરાને પગે લાગ્યો. ત્યારે માહારાણાએ જવાબ દીધો, "માકી પુત્રી તુમકો સ્વાધીન કીયેલી હે, તો ઈસસે પગરખા કુછ જાદે નહી હય." એ બીના ચકમાંથી બઇરાંઓએ છોકરીને દેખાડી, તેની માએ સમજુતી સાથે એક લાપડ મારી કહયું કે "જો આ સુર્યવંશી માહારાણો, તારા વરના જોડા ધરી શું કહે છે તે સાભલ્યું? જો હવે પછી તારી ઉનમત્તાઇ માલમ પડશે તો જોજે કે તારી કેવી અવસ્થા થાય છે. એમ કહી તેને શીખામણ દીધી. ત્યાર પછી તે છોકરી સમસ્યામાં કહેલી શીખામણ સમજી સાસરામાં નમ્રતાથી ચાલી.

છપો.

સાસર વાશે વહાલ, ભાગવે રાજ આસનનો.
પણ એ આની તેનો બોજ જાણવો તેવા નરનો,

મોશાળ પક્ષે વ્હાલ ભોગવે સરવ સવઈઓ
પણ તે નરનું માપ જાણજો પા રૂપઈઓ
બાપ નામે ઓળખાએ તે બાર આનીપર માણવો.
કહે નીલમણી આપ નામનો તે સત્તરઆની જાણવો

કુ૦ સ્ત્રીઓ પુરૂષને શી રીતે વશ કરે છે.

શુ૦–એ બધી વાતની ખાતરી અનંગ રંગ નામના ગ્રંથમાં લખેલી છે એ પ્રમાણે મે પ્રથમ તને કહેલું છે છતાં સમજ ન પડતી હોય તો ફરી સાંભળ. કુસપથી નઠારી પ્રજા ઉત્પન થાય છે ને સ્ત્રી પુરૂષનાપર નાખુશ રહે છે તે નીચેના શ્લોક પ્રમાણે સમજવું.

॥ श्लोक ॥

नाभि पश्ये तिभर्तार नाञरं संप्रती छति ॥
वियोगे सुखमाप्नोति संयोगे चातिसीदती ॥ १ ॥
शय्याभुपगताशेते वचनंनाष्टि चुंबने ॥
तन्मित्रै द्वौषिमानंच विरक्तानाभिवांछाति ॥ २ ॥

અરથ–જે બાયડી ધણીના તરફ જોતી નથી, કઇ પુછે તો જવાબ દેવાને કંટાલે. પાસે જાએ તો દુખી, આઘે જાએ તો ખુશી, પલંગપર સુવાડે તો પાસું ફેરવીને સુવે, ચુંબન કરવા જાએ તો મોહોડું ફેરવીને સુવે છે, વરના મીત્ર સાથે દ્વેશ રાખે છે, માનની ગરજ રાખતી નથી એવા લક્ષણવાળી સ્ત્રીથી વર ડખાને

નામરદાઇના કારણથી ઓશીઆળો થઇ નાચારે વશ થાય છે તેની કેહેવત નીચે મુજબ:-

રાંડ શાંઢાડ ઓર હરણાં ભેંશા, ઓ ખાકરે જઇ કરના કેશા, એવું નામરદાઈનું નફટ બોલાને બેદીલ બઈરી શાથે સંશાર વેવાર કરતો જાય છે તેવારે તેની પ્રજા કેવી પેદા થાઓ છે તેનો દાખલો નીચે મુજબ છે તે શાંભળ.

પુણાના શવાઈ માધવરાવ પેશવાના વખતમાં નાના ફડનવીસ દીવાન હતો. તેની કચેરીમાં એક કારકુનની જગા ખાલી પડેલી હતી તેવારે મુરખ શીરોમણી નામનો શખશ તે નોકરી પર રહેવાને દીવાન પાસે ગયો. દીવાને તેની પરીક્ષા કરવા શારૂ એક હીરો તેને આપ્યો ને કહ્યું કે આ જખોટો આપીને એની પ) શેર ભાજી બજારમાંથી લાવ. તે શાંભળીને તેણે ત્યાં જઇને કાછીઆ પાસે તેટલી ભાજી માગી ત્યારે તેણે તે જોઈને કહ્યું કે આ મંજો છોકરાંને રમવાને કામ આવશે એવું ધારીને તેણે બશેર ભાજી આપવાની કહી. તે પ્રમાણે તેણે આવીને દીવાનને કહ્યું કે પાંચ શેર ભાજીને બદલે કાછીઓ બશેર આપે છે. તે શાંભળીને દીવાને કહ્યું કે એની કંદોઇની દુકાનેથી પાંચ શેર બરફી લઇ આવ. એમ કહ્યા પછી તેણે તે પ્રમાણે કંદોઈને કહ્યું તેવારે તેણે તે હીરો હાથમાં લઇને જોયો ને વીચાર કીધો કે આ કામનો જખોટો તેજદાર છે તે જો કોઇ ઘરેણામા જડાવીશું તો ઠીક પડશે એવું વીચારીને તેણે ત્રણ શેર બરફી આપવાની કહી. તે શાંભળીને પાછો દીવાન પાસે આવીને

કહયું કે કંદોઇ તો ત્રણ શેર બરફી આપે છે. તે શાંભળીને દીવાને ફરમાવ્યું કે ચોકશીને ત્યાંથી એના રૂ ૧૦૦ લઇ આવ.

તે હીરો લઈને ચોકસીને ત્યાં જઇ રૂપ્યા માંગ્યા ત્યારે હીરો લઇને ચોકસી ધારવા લાગયો કે આ કોઈ જુનો પોખરાજ છે એને ઘશાવીને પોંચીમાં જડાવીશું તો એક દાગીનો બનશે ને રૂ ૮૦ આપીશું તો ઠીક છે. તેમ ધારીને તેણે ઉપર મુજબ રૂ ૮૦ આપવાના કહયા. તે લઈને પેલા મુરખ શીરોમણી એ ઉપલી વાત દીવાનને કહી તે શાંભળીને દીવાને કહયું કે તું ઝવેરી પાસે જઇને એના રૂ ૧૦૦૦) લઇ આવ. પછી તે ઝવેરીની દુકાને જઈને તેણે હીરો આપીને ઉપર મુજબ રૂપીઆ માગયા ત્યારે ઝવેરીએ તપાશી જોઇ ને તેના રૂપીઆ નવસે આપવાના કહયા. તે શાંભળીને તેણે દીવાનને કહયું કે એના તો રૂ ૯૦૦ ઝવેરી આપે છે તે શાંભળીને દીવાન શાહેબે મુરખ શીરોમણીના હાથમાંથી તે હીરો ખુંચી લીધો ને તેને કહયું કે મુરખા, બધા વેપારીઓ તારા કરતાં ખરા કે તેઓએ પોતાની બુધ્ધી પ્રમાણે કીમત કીધી તો પણ તું સમજયો નહી, માટે જા, નોકરી આપવામાં નહી આવે. એમ કહીને તેને કહાડી મુકયો ને તે દીવસથી કેહેવત થઇ કે હીરાની પરીક્ષા ઝવેરી જાણે. હવે તે મુરખ શીરોમણીને બીજા પાંચ ભાઈઓ હતા તે બધાની ચતુરાઈની હકીગત નીચેના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે હતી.

॥ श्लोक ॥

ज्येष्ठो भंगि तमाल भक्षण कर तस्यानुजामद्यपो जारे
कर्मणि नैष्ठिक तृतीयस्तु चतुर्थस्यतूतंभ्रणु चौर्ये

**कर्माणि चौर गीत माहिमा यः पंचमो बालको रात्रौ ग्राम्य प्रहाणि संदहाति वैद्वित्रीणिचत्वारिच ॥ १ ॥**

અરથ-મોહોટો ભાઈ ભાંગ તંબાકુના વ્યશનવાળો, બીજો દારૂ પીવાવાળો, ત્રીજો જાર કરમ કરવાવાલો, ચોથો ચોરી કર વાવાલો ને પાંચમો ઘરમાંથી રાતે સળગતું છાંણું લઇ જઇને ગામમાં આગ લગાડવાવાલો એવા આ મુરખ શીરોમણીના પાંચ ભાઈઓ એક કરતાં એક સરસ હતા.

કુ૦ તમે જે દારૂ પીવાવાલો કહયો તેતો દાકટર હતો ને તેને તો દારૂ પીવાની હરકત નહી. કેહવત છે કે વેસ્યાને વ્યભીચારનું ઘર નહીં ને વકીલને પઈસા લેવાનો ડર નહીં. જુવો વેસ્યા મનમાનતા પઇસા લઇ ગમે તેની સાથે શંગ રાખે તો તેને વ્યભીચારીણી કેહવાય નહી ને વકીલ મરજી માફક રૂપીઆ લઇને અસીલોનું કામ કરે તેને લાંચનો ડર નહીં એમ જાણું છું.

॥ श्लोक ॥

**मांसभक्षैः सुरापानै मूर्खश्चाक्षर वर्जितैः पशुभिः पशुराकारै भारकांताच मेदिनी ॥**

અરથ-માંસ ખાનાર, દારૂ પીનાર ને ધરમ વીરૂધ વીદયા જાણનાર એઓને પશુ સરખા જાણવા ને તેવા ઉચ્ચ જાતીના થઇને જો એવી ચીજોનો ઉપયોગ કરે તો કેવળ પૃથ્વીપર ભાર કરનારા છે એમ સમજવું.

વળી યુરોપીયન ડાકટરોનો ધંધો કરવાવાળા લોકોને તો જાહેર ભ્રષ્ટજ જાણવા. કારણ મુબાઇ શહેરના શેહેરોમાં જે બીન વારશીં લોકોના મડદાં હોય છે તે બધા મેડીકલ કાલેજમાં મુકાએ છે તે શીખનારા વીદયારથીઓ પાસે ચીરાવીને તેને શીખવે છે. હવે એ ઊંચ જાતીના માણુસ ને ધરમ વીરૂધ કામ કેહેવાય છે. જેમકે લાંકડા ચીરનારા કઠીઆરા તથા પશુ ચીરનારા કશાઈ તે કરતાં માણુસનું સબ ચીરવાનું તે ખોટું છે, એમ છતાં જેઓ શીખે છે તેઓ નાચેના શ્લોક પ્રમાણે દુખી થાએ છે.

## ॥ श्लोक ॥

मुर्ख त्वात्पर संतानं तत्वग्या पतितैस्तनै ॥
परोपतापियोन्योपि सकथं भद्रमश्नुते ॥

અરથ-ધરમ વીરૂધ વીઘા શીખનારા મુરખ-નઠારાની સંગત કરનારા તથા મારવાડીના બનાવેલા શીવ ગાંઠીઆ ખાનારા એટલા મુરખ બીજાને શંતાપ કરાવનારા તે આખરે દુખી થાય છે. કેહેવત છે કે મધર મંકોડો ને હરીહર કાઠી, વાકી સુધ તીનોકી નાઠી. આપ પોતાની જીદ કરે, આખર પ્રાણ કાડ કર મરે, પણ જીદ મુકે નહી. તેમજ જે શબ કાપવાની નોકરં કરનારો ડાકટર છે તેને ન્યાતીના લોકોએ ધરમ વીરૂધ કામ કરવાની નોકરી છોડી દેવા શારૂ બોધ કરયો તે કબુલ નકરતાં તકરાર કરી ત્યારે નીચ ન્યાતીઓના બંદેબસ્ત વીશે

ધંધા વીરૂધની જે સજાઓ થયલી તે કહી સંભળાવી, તથા અકબર બાદશાહને કવી ગંગે શીખામણ વીશે જે કવીત કહેલું તે સંભળાવ્યું; તો પણ ન માનતાં ન્યાતનું અપમાન કરયું ત્યારે આખરે તેને ન્યાત બાહાર મુકયો. શીખામણો નીચે મુજબ

## કવીત

બાલકશે ખ્યાલ. ન્યાતીશે વીરોધ, અધ્રુચર નારસુ ન હસીએ
પાણીસે પ્રીત, અગનસે દુર, ચડતા પુરમે ન ધશીએ
કેહે કવી ગંગ શુણો શાહા અકબર ઇતને મુરખકું
દુર સદા રખીએ.

અરથ—બાળક શાથે રમત, ન્યાતના સામી તકરાર, નઠારી સ્ત્રીની મશ્કરી, પાણીમા રમત. અગનીથી દુર, ચડતી ભરતી એ પાર જવું; એ મુજબ ચાલે તેટલાને દુર મુકવા તથા તેઓને મુરખ જાણવા.

## ગરબી.

સુણો ચતુર સુજાણ કુકર્મ કરીને કદણ મન હ્યું નવ કીજીએ
જેણે અધરમી હુનર સૃષ્ટિમાં ચીંધો
તેણે પ્રાગટ જન્મ દુનીઆમાં લીધો
કશો વીચાર જાતીનો નવ કીધો રે શુણ ॥૧॥
જેના વડીલો સત કરમી કેવાએ
તેનાથી નીચ ધંધો નવ થાએ
તેઓ અકરમીની ઇજત જાએ રે, શુણ ॥૨॥

જે કોઈ બેશે છે મુછ મરડીને
તેનું લોક કાળજું ખાએ કરડીને
નહી મુકે માસ બ્યાંતરડીનેરે, શુણુ ॥૩॥
ભમત કરાવી લોક તેને વાહાએ
નાચારે નીચી મુડી તેની થાએ
પછી દુખ દરીએ તે બુડી જાએ રે શુંણુ ॥૪॥
કેહે નીલમણી એવુ જોઈને
તે તો સરવસ્ત બેસો ખોઇને
છેવટ રહે તે આંસુ લોહીનેરે શુણો ॥૫॥

આ નીચે લખેલી નાચ જાતના લોકો ધંધા વીરૂધ ચાલે બા તેવાને ન્યાતીના લોકોએ બાહાર મુકી કરી કોઇ ન કરે એવો બંદોબસ્ત કીધેલો છે તે પ્રમાણે ઉંચે કરવો જોઇએ.

રઘારઘનાથે હીજડા આગળ મશાલ ધરેલી, ગીરધર ઘેલાએ હીજડા સાથે સાજ વગાડેલો, હીરા પનાં રાંમજનીએ હર ગોવન હજામને ઘેર નાચ કીધેલો, છતાંમ જયમગ રામજનીએ હાંશુ મુરાદ કશાઇને ઘેર નાચ કીધેલો, ગોલા ઘાંચીઓએ સ્મશાન ન જાએ તેને દંડ કરવાનો બંદોબસ્ત, ગામડાના તથા સગરાંમપરાની બાઠેલીઓ છાશ વેચવા ન જવા સારૂ અને કુબલી વ્યભીચારીણી માલમ પડે તને દંડ કરવો.

હવે જેમ પારશીના સબ ઉચકનારા નશેસાલ, મુસલમાનોના મુરદા ફરોશ તેમ સબ ચીરનારા ઉંચને જુદા જુદા ગણવા.

વલી વૃધ્ધ નાગર બ્રાહ્મણોના કેહવાથી સાંભલ્યામાં છે કે

નાગર મેહતા નીલકંઠવાળાએ શુભ અવસરમાં જમવાનું બના-વેલું તેવારે તેઓને માલમ પડેલું કે આપણા લોકો મીઠો ભાત કરે છે તે કરતાં મુશલમાનો જે મીઠો ભાત બનાવે છે તે શારો થાય છે એવું શમજીને તેઓ કેવી રીતે બનાવે છે તે પ્રમાણે વાકેફ થઇ રસોઇયાને બોલાવીને મીઠો ભાત ને દુધ જમણ કરેલું. તે લોકો મીઠા ભાતને બીરીઆની નામ કેહે છે. એટલામાં ન્યાતીના લોકો જમવા આવેલા તેઓએ જમણ પુછ્યું ત્યારે રૂપરામ મેતાએ લોકોને કહ્યું કે આજે તો બી-રીઆની ને દુધનું જમણ છે. તે શાંભળીને શાસ્ત્રી પારવતીનંદ તથા ગંગાનંદ ભીમાનંદ એઓએ કહ્યું કે આપણે જમણ જમવાના નથી એ કાહાડીને બીજું કરશો તો જમીશું. એવું કહીને મેહતા શાથના તથા વેદ મુરતીઓ બધા પાછા ઘેર ગયા ને આખરે રૂપરાંમ મેહતાએ કંસાર શેકાવીને દુધ શાથે જમાડ્યા ને બીરીયાન કાહાડી નાંખ્યો તે અધાપી શુધી યાવની શબ્દો જેમકે મુરબ્બો બુરૂ-એવા શબ્દો ખરા બ્રાહ્મણ ન બોલતાં, મુર-બ્બાને ખાંડ કેરી ને બુરાને ખાંડ કહી પીરસે છે. પ્રીય વાંચકો તે વખતમાં યાવની શબ્દો બોલાઇ શકતા નહી ને ઘરડા લોકો એક બીજાની સલાહ માન્ય કરતા તેમ તેઓ બધી વાતે શુખી રેહેતા અને હવે તો ઉંચ કેહવાય ને નીચનો રાંધેલું અન્ન ખાએ છે તો તેવાને નીચથી પેદા થએલા જાણવા, કેહવત છે કે શોબતે અસર અને તુખમે તાસીર.

॥ श्लोक ॥

लक्ष्मि लक्ष हिणंच । कूळहिणंच सरस्वति ॥
कुपात्रे रमते नारि । गिरिर्वेषेति माधवः ॥

અરથ—માબાપથી તથા ધર્મથી વીરૂધ છોકરો ચાલે છે તેના મુખ્ય ત્રણ કારણો છે. એક કુસંગતથી, બીજું કુલહીણના બીજથી, ત્રીજું કામશાસ્ત્રમાં લખેલા રતી સંગના વરજીત દીવશોએ સંભોગ કરવાથી નઠારી પ્રજા પ્રાપ્ત થાએ છે તેપારે લક્ષહીણાના ઘરમાં પઈશા ને કુલહીણના ઘરમાં વીદ્યા તે જેમ પરવતમાં તથા સમુદ્રમાં વરશાદ થાએ છે તે પ્રમાણે જાણવું. માબાપ શારાને છોકરાં દુખી એનું તો જરૂર મુખ્ય કારણ એજ છે. શંભોગના વરજેલા દીવસે જે સ્ત્રી પુરૂષ રંગ ભોગ કરે છે તે દીવસે સ્ત્રીને ગરભ રહે છે તે દુખી પ્રજા થાએ છે ને માબાપને સંતાપ ઉપજાવે છે એ નકકી જાણવું,

કુ૦—ભાઈ, લક્ષહીણો કેવા માણસને કેવો ?

શુ—જે માણસ લોભીઓ, બખીલ ને અનીનીથી પઈશા મલવે તેવાને કહે છે. જેમકે પોતાની બેન મરી ગઈ કે તેના સાસરામાં તેજ દીવશથી જવાએ નહીં તેમજ તેહના કશી ચીજ લેવાએ નહી કારણ તે પુજય કેહવાય તેને આપવું ઘટે છે તેને બદલે તેનો માલ મીલકત લેવો એ તે સ્રષ્ટીના રીવાજથી અઘટીત છે તેવું વીપરીત કામ જે માણસ કરે છે તેને દુનીઆ લક્ષહીણો કહી તીરસ્કાર કરે છે

## ॥ श्लोक ॥

**अन्यायो पार्जितं वित्तं दशवर्षाणितिष्ठति ॥**
**प्राप्ते चैकादशेवर्षे समूलंच विनश्यति ॥ १ ॥**

અરથ—અનીતીની માલમત મેળવે તે દશ વરશમાં નાસ પામે.

અકબર શાહાએ કવીને પુછયું કે દુનીઆમાં કેટલા પ્રાણી મુવા પછી ખુશી થવું જોઇએ?

કવી ગંગે નીચે પ્રમાણે કવીતમાં જવાબ કહયો,

મરે કોઈ બુઢા બેલ, મરે કોઈ અડીઅલ ટટુ,
મરે કરકશા રાંડ, મરે ખશંમ નીખટુ
મરો કુલંછન પુત, જો કુલકુ ડાઘ લગાવે,
મરે ઓ મીત્ર જો બખતપર કામ ન આવે,
બચન ચુકત રાજા મરો કે નીંદ બરબર શોઇએ,
કહે કવી ગંગ શુણો શાહ અકબર ઈતને મરે જદ ન રોઈએ

પછાડી જે લક્ષણીયા પુરૂષની વાત લખી છે તે પ્રમાણે શંખણી સ્ત્રીની ગરબી નીચે મુજબ કહું છું તે શાંભળ.

શુણો શંખણીઓ, વ્યભીચારી થઈને શું રંગે રમો
મ્લેચ્છ ડાકણીઓ, પથશા સાર ઘરઘર નીત્યે શું ભમો, શુણો ॥૧॥
નીજ સ્વામીને સુતો વેચી, પરપુરૂષ તણો પ્રાલવ ખેંચી
ખાવો ઘી કેલાં શાકર લેંચી, શુણો શંખણીઓ ॥૨॥
પીઅરથી શાશરાનું નામ દઈ, વચમાં જાંડા વણ પાંખ કંઈ

જેને લાજ શરમ મરયાદ નહી, સુણો શંખણીઓ ॥૨॥
દીવસે દોરા દેખી ડરે, રજનીએ મારે ભુજંગ ખરે
રહે વીશ્વાસે તે તો નકી મરે, સુણો શંખણીઓ ॥૩॥
ઢોંગ કરી ધણીને બહુ દમતી, જાર પુરૂષ સાથે રંગે રમતી
ઘડી ઘડી પ્રસુતી તણું તું દુખ ખમતી, સુણો શંખણીઓ ॥૪॥
તું કોની થઈ નથી ને નવ થાએ, તુ ચાહે ત્યાં ચાલી જાએ
પણ પાછળથી બહુ પસ્તાએ, સુણો શંખણીઓ ॥૫॥
કરે વગર વીચારે કામ સહુ, છલકપટ કરે છાના તુ બહું
અવગુણ તાહારા શું મુખથી કહું, સુણો શંખણીઓ ॥૬॥
તુજને વશ કરવાને કાજે, કહું ઊપાએ જે તુજને છાજે
ખરનરથી તું નીશ્ચે લાજે, સુણો શંખણીઓ ॥૭॥
શંખણીઓ કરે બહુ ભોજન હાર, ખરનર મારે અતીશે પ્રાહાર
ત્યારે ચાગુચર નાર આવે ઠાર, સુણો૦ ॥૮॥

છપ્પો.

જેણે મુકી લાજ, તેને રાજ એક ઘડીનું
લજવે માને બાપ, લજવે સગું ઘડીનું
આણે મનમાં હર્ષ સર્સ શકુનાથી જાણી
છેવટ પામે દુઃખ સુખ થાએ ધુલ ધાણી
લાજ રહીત રાજ ભોગવે તે સ્વપ્નુ ઘડી ચારનુ
કહે નીલમણી સુધરે નહી કાં પુરૂષ કાં નારનું

॥ श्लोक ॥

पृथल्लया प्रचंडाश्च; स्त्रियः स्पुर्नात्र संशयः ॥
केकरे पिंगकेनेत्रे, श्यामे लोलेक्षणासती ॥ १ ॥

નઠારી સ્ત્રીના લક્ષણ—જે સ્ત્રીનુ કપાળ મોટું, નેત્ર નીં-ચા ને ચંચલ શરીર લાંબુ, ચપલ અગ તે સ્ત્રી કલેશી તથા વ્ય-ભીચારી તથા દુષ્ટ વચન બોલનારી અમરયાદ જાણવી. તેવીને જો વશ થાએ તો દેવચંદની પેઠે જાન જાએ.

કુ૦ દેવચંદનો જાન શી રીતે ગયો.

શુ૦ શાંભલ. મુંબાઇ શેહેરમાં બે મીત્રો હતા. એકનું નામ દેવચંદ બીજાનું નામ ગણપત. એવાએ વીચાર કીધો કે આપ-ણે રોજગાર કરવાને પરદેશ જઇએ. એવો ઈરાદો કરીને પોતાને ઘેરથી બશેં બશેં રૂપીઆ શાથે લઇને એક નગરમાં ભાંગ ગાંજાનો ઇજારો લઇને ત્યાં દુકાન માંડી રહયા. બંને જણાં સંપથી એક બીજા સાથે રોજગાર કરવા લાગ્યા પછી ઈ-જારો પુરો થયો ત્યારે તેઓ બેવડા રૂપીઆ કમાયા. પછી વીચા-ર કીધો કે હવે આપણે કાપડનો વેપાર કરીએ ને તેઓએ તેમ કીધું. તેમાં દરેક જણાને ભાગે એકેક હજાર રૂપીઆ કમા યા ત્યારે દેવચંદે વીચાર કીધો કે હું માબાપથી જુદો રહયો છું એટલે મારી બાયડી એકલી છે તેને મલીને થોડા રૂપીઆ આપી આવું. એવો મનમાં ઇરાદો ધારીને પેલા ગણપતને કહયું કે ભાઈ, મારી બાએડી તો ઘેર એકલી છે. ને તું તો વાં-ડો છે. પણ તારાં બાપને મલવા તો ચાલ. હવે આપણે એટલા રૂપીઆ લઇને ઘેર જઇને બધાને મલીને ફરી પાછા આવીશું. એવી મશલત કરીને બંને જણા ઘર તરફ નીકલ્યા ને ચાલતા ચાલતાં મારગમા એક ઠેકાણે કોતર આવ્યું ત્યાં દેવચંદે ગણપત જોડે લડવાનું બાહાનુ કીધું ને કહયું કે બ્રાહમણ ગણપત, તેં

હજાર રૂપીઆ ફોગટ લોધા છે, મે ગરીબ જાણીને તને અ-
પાવ્યા છે. તે શાંભળીને ગણુપત ગરીબ સ્વભાવનો હતો
તેણે કહ્યું હા ભાઇ, બધુ તારા વડેજ તો. એમ કેહેવાંજ દેવ-
ચંદે તેના મર્મસ્થાનમાં શપાટો મારીને રૂપીઆનું પોટલું
ખુંચી લીધું ને કહયું કે શાળા સામુ બોલેચ ? તે શમએ વ-
રશાદ એકદંમ થતો હતો, ને દીવા વખત હતો તેથી વરશાદથી પા-
ણીમાં પરપોટા તણાઇ આવ્યા. તે જોઇ ગણપત બોલ્યો, અરે
પરપોટા, તુ માહારી શાખ પુરજે. એવું બોલી તફડીને પડયો
ને થોડાવારમાં તે મરી ગયો. પેલો દેવચંદ તે જોઇને ખુશી
થઈને ત્યાંથી ચાલતો થયો ને પોતાને ઘેર ગયો ને બાયડીના
હાથમાં બે હજાર રૂપયાનું પોટલું આપ્યું તે લઇ બાયડીએ
કનક્ષાર બનાંવ્યો તે જમીને ખુશી થયાં. હવે દેવચંદની શાથે જે
ગણુપત ગયો હતો તેના માબાપે આવી પુછયું કે ભાઇ, મારો ગણુપત
કયાં છે? ત્યારે દેવચંદે તેઓને કહયું કે 'તમારો છોકરો તો
મારી સાથે ન આવતાં અગાડી વેપાર કરવા ગયો. મે તો
તેને ઘણો સમજાવ્યો પણ તે ન આવ્યો,'

આ પ્રમાણે દેવચંદનું કહેવું સાંભળી, ઉદાસ
થઇ બચારાં ઘેર ગયાં. હવે દેવચંદે તેને
મારી નાંખેલો હતો તેવારે રાત પડેલી હતી ને બીજે દીવશે
સહવાર થઇ ત્યારે લોકોએ શરકારમાં જાહેર કરયું કે કોઈ
કોતરડામાં મુવેલો પડેલો છે. તે શાંભળીને પોલીશે આવીને
તજવીજ કરી તો કોઇ મારનાર માલમ પડયું નહી. આખરે સરકારે
તેના કપડાં રાખીને તેની લાશ બળાવી દીધી. પછી પાછું ચો-

માસુ આવ્યું ત્યારે એકદમ વરસાદના પાણીમાં પરપોટા દેવ-ચંદે પોતાની બારીએથી દીઠા. તે જોઇને ગણુપતનું કેહવું યાદ આ-વ્યું તે પરથી એકાએક હશી પડયો. તે જોઇને તેની વહુએ પુછયું કે તમે શું હસ્યા તે કહો. દેવચંદે કહયું કે એ વાત તને કેહવા જેવી નથી તેપરથી પેલી રીસાઈને મોહડું ચડાવી બેઠી. તે જોઇને બાપડા દેવચંદ તેને મનાવીને બધી બનેલી હકીગત વહુને કહી. તે બધી વાત પાડોશીએ શાંભળીને તેના માબાપને જઇને કહી. ત્યારે તેણે શરકારમાં ફરીયાદ કરી ને જાહેર કીધું કે એકદંમ વારંટ કાઢીને બંને જણાને તે-ડાવીને ભભકાથી પુછવું ને પાડોશીની શાક્ષી લેવાય. પછી દેવ-ચંદની તથા તેની વહુની જબાની લીધી તેવારે વહુએ દેવ-ચંદના કેહવા પ્રમાણે બધો કબુલાત આપી ને દેવચંદે જે જગો પર ગણુપતને મારી નાખેલો ત્યાંની સરકારને પુછાવ્યું ત્યારે ત્યાંથી તેના લુગડાં બનેલી હકીકત સાથે પોલીશપર તેણે મોક-લ્યાં. તેના કપડાંપર તેનું નામ માલમ પડયું તે જોઇ પાકો પુરાવો મળવાથી દેવચંદને ફાંશીએ ચડાવ્યો.

એ શખશ પણ માબાપનો ત્યાગ કરીને વહુને વશ થઇને માબાપથી જુદો રહેલો હતો તેનું મોત પોતાની બાયડીના પુ રાવાથી બન્યું, વાસ્તે કમજાત સ્ત્રીનો ભરોશો કરવો નહી.

કુ૦—બાઈ, તે જે જે વાત કહી તેની મને સંપુરણ ખા-તરી થઇ પણ બધી બાયડીઓ સરખી હશે? આતો બધો તારી જાણી, પણ કેવી બાયડીનો ભરોશો કરવો જોઇએ.

॥ श्लोक ॥

मूर्ख शिश्योपदेसेन दुष्ट स्त्रिभर्णेनच
दुःखितैः संम्रयोगेन पंडितोपिवसीदति ॥

અરથ-મુરખ્ખ માણુસને બોધ કરવાથી તથા દુષ્ટ સ્ત્રીનો ભરોશો રાખી પોષણ કરવાથી વીદવાન માણુસ પણ દેવચંદ ની પેઠે બેઆબરૂ થઈને મરે છે.

સ્ત્રીઓ ચાર જાતની થાય છે. તેમાં હસ્તીનીને સંખીણી એ બે જાતનો બીલકુલ ભરોસો કરવો નહી. એવી કુજાત સ્ત્રીઓના દુરગુણ વીશેનો ઘણો વીસ્તાર છે પણ આ પુસ્તકમાં લંબાણ થઈ જાય. શબબ ઉપર મુજબ ટુંકમાં લખ્યું છું. હવે તારા પુછવા પ્રમાણે સુજાત બાયડીની વાત કહું છું.

છપ્પો.

કામની શીવે કંથ, પંથ સુધામનો ઝાલે.
પાળે પીયુનું વેણ, શુભ ઘર તેનું ચાલે,
પાપ ટળી થાય પુન્ય, ન્યુન કાંઇ નવ આણે,
હોય સપુતની પુંત્રી, અન્ય જન ઉર ન ભાવે,
પીયુ પરમેશ્વર માની લે, તેને નર્કજ નાશ છે.
કહે નીલમણી તેવી નારનો, વઇકુંઠ વીશે વાસ છે,

કુમતનાથ પુછે છે-ભાઈ તે સુજાત સ્ત્રી વીશે છપ્પો કહયો તે જાણ્યો પરંતુ તેનું કંઇ દ્રષ્ટાંત હોય તો કહે.

શુ૦–શાંભલ. ઊજણુ શેહેરમાં માહાજી શીંધીઆનો દીવાન દોલતરાવ નામનો કામકળાનો જાણુનાર હતો. તેની સ્ત્રી ચીત્રણી હતી.

કુ૦–ચીત્રણીના લક્ષણુ કેવા હોય છે ?

શુ૦–ભાઇ, સ્ત્રીઓ ચાર જાતની છે. ૧લી પદ્મની ૨ ચીત્રણી, ૩ હસ્તીની ૪ શંખણી. તેમાં ચીત્રણીના લક્ષણ હું કહું છું.

॥ श्लोक ॥

संगीत लीला रसीकाती शांता सुगंध नाभ्या दीरुचीः शुभांगी ॥ विलासिनी निर्मळ चारुवेषा गंधर्व सत्वावनिता प्रदिष्य ॥ १ ॥

અરથ–જે સ્ત્રીને ગાયન ગાવા શાંભળવાનો શોક ને ચમત્કારી રમત તથા આણુંદી અત્તર ફુલોની સુવાસપર પ્રીતી, સ્વરૂપ સુંદર હોય છે એવા સ્વભાવની સ્ત્રીને ચીત્રણીની જાત કેહે છે. એવા લક્ષણુની કાનતા દીવાન દોલતરાવની હતી ને તેના પ્રમાણે દીવાનના લક્ષણુ હતાં. શાંભળ.

॥ श्लोक ॥

उरुविशालो धनधान्यभोगी । शिरोविशालो नृपपुंग वश्व ॥ कटया विशाले बहु पुत्रदारा पादौ विशालो सततं सुखीस्यात् ॥ १ ॥

અરથ–જે પુરૂષની ઝાંઘ મોટી લાંબી હોય તેને ધન ધાન્યની પ્રાપ્તી, માથું ગોળ ને મોટું હોય તો તે રાજા શરખો કમ્મર મોટી હોય તો તેને સ્ત્રીનું સુખ હોય તથા તેને સારા પુત્ર થાય હાથ પગ લાંબા હોય તો નીરંતર સુખ ભોગવે. એ વીધિનો શામુદ્રીકના શારાં માહાં સ્ત્રી પુરૂષના લક્ષણનો ટુંકામાં સાર આ સાથે બતાવ્યો છે.

## અથ શામુદ્રીક પુરૂષ લક્ષણ સાર જમણે પાસે જોવાં.

### સારા લક્ષણ.

મસ્તક છત્રાકારે ગોળ
કપાલ પોહોલું
પાંપણ મરચા જેવી
આંખો અણીદાર રાતી
ડોલા કાલા તથા ઝીણા
ગાલ ગોળ વાઘના જેવાને
હસતા હસતાં ખાડા પડે તેવા
મુખ ચંદ્રમાં જેવું ગોળ
નાક સુક શારીકા જેવું
મોહોડાની ફાડ નાહાની
હોઠ પાતળા ને રાતા
ડોક ટુંકી નાહાની

હાથ લાંબાને આંગળાં શરખા
હાથના અંગુઠા વચે જવાકાર
પોહોચામાં માછલીની રેખા
કાન નહાના તે પર વાલ
લીંગ છ આંગળ આઠ આંગળ
માથાનાવાલ પાતળા તથા લાંબા
પગ કુંણા ધાટા-ઝાંઘ જાડી
પગના આંગળા નીચે મુજબ
અંગુઠો શીધો ને રાતો
તર્જની નાની અથવા લાંબી
મધ્ય આંગળી નાહાની અથવા લાંબી.

અનામીકા ટુંકી તો સ્ત્રી ગમન કરે, લાંબી તે સાંરી

કનીષ્ટીકા શરખી ને ઉંચી તે વ્યભીચારી.

કપાલ વચ્ચે ખાડો હોએ તેને પાપી જાણવો

કપાલ વચ્ચે આડી ચાર રેખા તેનું આયુષ્ય ૧૦૦નું, ત્રણ તો ૭૫નું, ૨ તો ૬૦નું ને એક તો ૨૦નું

## નીચે મુજબના માઠાં લક્ષણ જાણવાં.

કપાલ લાંબુ કુબડું પાપણથી બે આગળ, ઊંચા વાલ માથુ લાંબુ.

મુખ ઘોડા ગધેડા જેવું તથા ઊંટ હાથી જેવું.

નાક વાંકુ ચીપકું જાડું ગરૂડ બલાડા જેવું.

આંખ બકરાં કુતરા બલાડા હાથી જેવી

આંખના ડોળા વાઘ ઘોડા ગાએ જેવા

મોહોડાની ફાડ લાંબી તે ખોટી

હોઠ કાળા જાડા લાંબા ને ટુંકા તે ખોટા

ડોક ઉંટ મોર બગલાના જેવી લાંબી તે ખોટી

ગાળ નાના મોટા ને નીચાં ઉંચા ખોટા

કાન નાના, જાડા ને મોહોટા તે ખોટા

હાથ ટુંકા–પગ રાંઠા કુચડા કાગ ને બગલા જેવા

પગનાં આગલાં બધા ઉંચા ને ટુંકડા તથા વાંકાં તે ખોટા.

રેખા–મધ્ય આંગળીની ત્રણ બેડકી વચ્ચે ઉભી તેટલા શતરૂ ને અનામીકાની ઉભી તેટલા રીપુ જાણવાં

પગના જમણાં અંગુઠા વચ્ચે જવ તે સદા દુખી

# સ્ત્રી શામુદ્રીક સાર ડાબે પાસે જોવા

## નીચેની દુખી લક્ષણની સ્ત્રી

કપાલ કુબડું ઘણા વાળવાલું
માથું લાંબુ ને મોડાની ફાડ લાંબી
પાંપણ બંને મલેલી
આંખના લક્ષણ
માંજરી, બાડી, કાણી, બકરા કુત
રા જેવી, હાથી જેવી
ડોલા ગોળ વાઘ ગાય જેવા
નાક ચીપડું વાદરા જેવું
હોઠ જાડા કાલા, નીચેનો હોઠ
ઉંચો હોઠનો લાંબો, હોઠપર વાલ
જીભ લાંબી અથવા કાળી
દાંત લાંબા વાંકા, વાલ જાડા

ગાલ નાના મોટા
ડોક લાંબી ઉંટ મોર બતક જેવી.
ખભા નીચા ઉંચા જાડા પાતલા
સ્તન નીચા ઉંચા લાંબા
હાથ ટુંકડા. કમર જાડી
કમર જાડી ને કુલાં મોહોટાં
પેટ ઘડા જેવું. પગ રાંટા વાંકા
પગનો અંગુઠો ઉંચો વાંકોને જાડો
૧ આંગળી લાંબી તો વ્યભાચારી
૨ ઉંચી તો વરને ગમે નહી દુખી
૩ ટુંકી કલેશી, ઉંચી તો વીધવા
૪ ઉંચી તો જારણી ને વીધવા

## નીચેની સુખી તથા સારા લક્ષણની

કપાલ ગોળ પાંપણથી ૩ આગલ ઉંચુ
પાપણ કાળી મરચા જેવી અણીદાર
માથું છત્રાકારે. હોઠ પાતલા રાતા
મોડાની ફાડ નાહાની તથા હોઠ બરાબર
આંખના ડોળા કાળા ને અણીદાર
નાક મેના પોપટના શરખું
ગાલ બીલાડી તથા વાઘના જેવા

ડોક ટુંકડી તથા ખભા બંને શરખા

સ્તન ગોળ લીંબુ જેવાં, હાથ લાંબા

કમર પાતલી, વાલ કાળા ને પાતલા

કુલાં શાધારણ મોટાં, પેટ નાહાનું

પગ સરખા ને કુંડા ધાટા, જાંગ જાડી

હાથ લાંબા ને અંગુઠા વચે જવાકાર

ડાહાડી વચે ગોળ ખાડો

ગાળમાં હશતાં હશુતાં ખાડા પડે ને ગોળ

પગનો અંગુઠો રાતો તે પતીવ્રતા, તેને પતી માને

પગની બધી આંગળી જમીનપર અડકે તથા શરખી બરાબર હોય તો સુખી જાણવા

દાંત દાહડેમની કળી જેવા નાહાના શરખા

જીભ રાતી ને પાતલી

ગુહ્ય પીપળાના પાહડાં શરખું ને તલ હોય.

ડુંટી ખાડાવાળી ને ધુંટી નાની

હાથમાં માછલા, જવ, તલ, અંકુશ, ચંદ્ર, સુરજ, કમળ, છત્ર શાથીઓ ઈ૦

વર કન્યા બંનેના શરખા સ્વભાવ હોય ત્યારે નીચે લખેલા કવીત પ્રમાણે શુભ લક્ષણથી તેને સુખી જાણવાં

## કવીત

રોગ રહીત તન રહે અધીક વીદ્યા અભયાશી

પાલે પુત વચન સદા પર આશા નીરાશી

મધુર વાચા માનની કરજ શીરપર નહીં કોડી
ચી-ત સદા સંતોષ પ્રીતી સજ્જન સંગ જોડી
દીવશ દીવશ ચડતો થાએ સંપ કુટંબી ઘરમા
કહે નીલમણી એથી સુખ વીશેષ નથી સ્વર્ગમા.

ઊપર મુજબનું જોડું સુખી હતું તેને એક પુત્ર પ્રાપ્ત થયો. પછી તેનો પીતા દોલતરાવ સ્વર્ગવાશી થયો. બાદ સીંધીઆ સરકારે તે છોકરાની બુધ્ધી જાણવા સારૂ તેડાવયો. તેને જતી વખતે ઘરના માણુશોએ કહયું, બાપ, સરકાર તને અભ્યાશ તથા નામ ઈત્યાદી જે કાંઇ પુછે તો બરાબર જવાબ દેજે, ગભરાતો નહીં. ત્યારે છોકરાએ કહયું કે મને શું પુછશે ને મારે શો જવાબ દેવો એ વીશે હું કાંઈ જાણુતો નથી તેમ તમારે શીખવવાની જરૂર નથી. તેઓ મને જે જે વીશે પુછશે તેનો ઉત્તર જેવી ઈશ્વર બુધ્ધી આપશે તેવા દેવાશે. એવુ કહીને તે છોકરો શીંધીઆ સરકારની કચેરીમાં ગયો કે સરકાર તેને લેવાને સામા ગયા ને છોકરાના બે હાથ પકડીને પોતાની સામો બેશાડયો ને તેને કહયું કે છોટા દીવાન, જો, મે તારા બંને હાથ પકડયા છે. બોલ હવે તું શું કહે છે ?

આવું શાંભળીને છોકરો જરા વીચાર કરીને બોલ્યો, શરકાર સાહેબ, આપણા હીંદુ લોકોમાં લગન વખતે પુરૂષ સ્ત્રીનો એક હાથ પકડે છે તો તેનુ જનમ સુધી પોષણ કરવું પડે છે તો આપે તો મારા બંને હાથ પકડયા છે પછી મારે શો જવાબ

દેવાનો છે. આપજ મારા પીતાના અનદાતા હતા ને હું પણ આપનો તાબેદાર છું.

આવો ચતુરાઈનો ઉત્તર શાંભળી સરકાર ઘણા ખુશી થયા ને કચેરીમાં કારભારીને કહયું કે આ પાંચ વરશનો છોકરો કેવો ખુબસુરત છે ને એણે કેવો જવાબ આપ્યો એવું વીચારીને તેનો વાંસો ઠોકીને પોતાના ખોળામાં લઈને બેસાડ્યા ને કહયું કે તારૂ નામ શું છે?

તેને જવાબ દીધો શાહેબ, મારૂં નાંમ કેશવરાવ.

તે શાંભળીને શરકારે કચેરીમાં હોકમ આપ્યો કે આ છોકરાનું ખેતાબ દોલતરાવ શવાઈ મે પાડેલું છે ને એ નામ આજથી દુનીઆમાં ચલાવવું તથા એને અભયાશ કરવાને શારૂ માસ્તર રાખવા ને પુખત ઊમર થતાં સુધી એના બાપની જગાપર અવેજી રાખીને છેવટ એને બાપની જગાપર બાહાલ કરવો, એવો ઠરાવ કીધો ને છોકરાને શરપાવ આપી વીદાય કરયો.

હવે આ જુવો નીચેની કેહવત જેવું થયું.

સજનશે સજન મીલે તો ચંદ નમે કરપુર ॥

દુરજનશેં દુરજન મીલે તો બાંગમાં ધંતુર ॥ ૧ ॥

પછાડી કુજાત સ્ત્રીને પેટે છ છોકરાઓ બધા નાલાયક હતા ને સુજાત સ્ત્રીનો એકજ પુત્ર હતો. હવે પેલા મુરખ શીરોમાણીને મળવાની નોકરી ગઈ ને આ છોકરાની મઓલી બાપની નોકરી સગીર ઊમરમાંથી આબરૂ સાથે મલી, તે વીશેનો શ્લોક નીચે મુજબ—

॥ श्लोक ॥

किंजातैर्बहुभिः पुत्रैः शोक संतापकारकैः वर-
मेकः कुलालंबीयचत्र विश्रमतेकुलं ॥ १ ॥

અરથ-ઘણા પુત્રો શોક સંતાપ કરાવનારા હોય તે
થકી એકજ પુત્ર વીદ્વાન સારા આચરણવાળો એથ કે તેના
થકી કુટુંબ સુખ પામે છે.

દુ૦-ભાઈ તે જે વાત કહી તે ખરી, પણ નશીબમાં
હોય તેમ થાય.

શુ૦-બોલ્યા ભાઈ, શાંભળ. દીલ્લીનાં બે ભાઇઓને તક-
રાર પડી. એક કહેજે નસીબ ખરૂં. બીજો કહેજે ઉદ્યમ ખરો,
એ રીતે બંને જણા વાદ વીવાદ કરતા અકબર બાદશાહ પાસે
નીશ્ચે કરવા ગયા કે નશીબમાં હોય તેમ થાય કે ઊદયોગ
કરવાથી ફાયદો થાય. તે સાંભલીને અકબરશાહાએ બંને જણા-
ને કેદમાં નાખ્યા ને કેદખાનાના દરવાજાના બારણાના ઉપલા
લાકાપર એક સોનાની મોહોર ઘાલીને ચણાનો લાડવો સંતા-
ડયો. હવે પેલા બંને જણાને શહવારથી રોક્યા તેઓ ભુખ્યા
થયા ને એક બીજાને કેહવા લાગ્યા કે ભાઈ આ તકરારમાં આપ-
ણે સવારથી સાંજ પડી ત્યાં સુધી ભુખે મુવા. તે સાંભળી નશી-
બવાલો બોલ્યો, ભાઈ તું કહે છે કે ઉદ્યોગ ખરો તો હવે
કર. હું તો નશીબપર હાથ રાખી બેઠો છું. ત્યારે તેણે જે દર-
વાજો બંધ કરેલો હતો તેની અંદર અંધારૂં હતુ તેથી

દરવાજાના બારણાપર ચડયો ને શોધ કરવા લાગ્યો તો મુન કેલો લાડવો તેના હાથમાં આવ્યો. તે લઈને તેમાંનો અડધો લાડવો અંધારામાં બાંજીને નશીબવાળાને આપ્યો. તેણે તે લાડુ ખાધો ને બીજે ઉદયોગવાળાએ મ્હોમાં લાડુ નાંખ્યો કે પેલી મોહોર લાડુ ચાવતાં માલમ પડી. હવે જુવો કે ઉદયોગ કરવાથી એવડો લાભ થયો. માટે શ્રમ વીના પ્રારબ્ધ લુલું છે. હવે સાંજ પડી ગઈ ત્યારે શાહાએ બંને જણાને બહાર કહાડયા ને પુછયું. ત્યારે બંને જણાએ બનેલી હકીકત જાહેર કીધી. તે શાંભળી બાદશાહાએ તેઓને કહયું કે ઉદયોગ કીધો તો નશીબ ખુલ્યું વાસ્તે ઉદયોગ ખરો. એ મુજબ તેઓની પાસેજ ખાત્રી કરાવી, ને વીદાએ કીધા. માટે ઉદયોગ નસીબને મદદ કરતા છે.

કુ૦—માણસને જે ગ્રહો કરે તે ખરૂ.

શુ૦—અરયા બાઇ, ગ્રહો વીશે સાંભળ

### આર્યાનો શ્લોક.

રવીને શીર રીપુ રાહુ, ચંદ્ર ક્ષયી રોગી આપ
મંગળ છે અંગાર, બુધ્ધ શીર કલંક છાપ
ગુરૂએ ગમાવી નાર, શુક્ર આંખે છે કાણો
શની લુલો સર્વદા કેતુ શીર વના ગણાણો.
રાહુને તો ધડ નથી એમ નવે દુખીઆ થયા.
ગ્રહ નડવાથી જો દુખી થાય તો ગ્રહને કીયા ગ્રહો નડયા.
બાઇ, ઉદયોગ છોડી ગ્રહપર વીશ્વાસ રાખી બેસવું

એ મુરખને વીચાર છે. ઉદ્યોગ છે તેજ ખરે. તેને દાખલે નીચે મુજબ છે.

॥ श्लोक ॥

**उद्यमः खलुकर्तव्यो निर्धनेन विशेषतः ॥**
**गोत्रंमध्ये गवांनास्ति दुग्धं पिवतिमंजारि ॥ १ ॥**

અરથ–મનુષ્ય માત્રે ઊદ્યમ તે કરવે જોઇએ, તેમાં ગરીબ માણસને ઘટતે ઉદ્યોગ કરવાની જરૂર છે તે તેનું ફળ જેમ ગાયનું દોહેલું સંતાડેલું દુધ ઉદ્યમથી બીલાડી પી જાય છે તેમ માણસને ઊદ્યોગનું ફળ આપે છે. જો કેટલા માણસે ઈશ્વર સાથે બેઇમાની રાખે છે. એક તે ગર્ભવાશમાં, બીજો ધર્મશાસ્ત્રમાં, ત્રીજો પરણ્યા પછી બેઈમાન થાય છે.

શુ૦–ગર્ભવાશમાં તથા ધર્મશાસ્ત્રમાં બંનેમાં શી રીતે?

શુ૦–ગરભવાશમાંથી છુટે પડવા સારૂ ઈશ્વરની સ્તુતી કરે છે, બીજો ગર્ભમાંથી બહાર નીકળ્યા પછી ઈશ્વરને ભ-જવાનું ભુલી જાય છે. ત્રીજો પરણ્યા પછી લગન વખતે મા-ણુસની સભામાં દેવ તથા અગનીની શાક્ષી સાથે જે જે કબુ-લતે સંસ્કૃત ભાષામાં બ્રાહ્મણે વર કન્યા તરફથી ભણે છે તે પ્રમાણે ચાલતા નથી. ને તરેહ તરેહવાર દુરગુણોથી ભરપુર થઇ પાપી થાય છે.

કુ૦–વર કન્યા સંસ્કૃત ભાષામાં એક બીજાને કેવી કેવી કબુલતે આપે છે.

શુ૦=વર કન્યા પરણુતી વખતે જે જે પ્રતીગ્નાઓ અશ્વલાયન ગૃહ્ય સુત્રમાં લખેલું છે તે નીચે લખેલા પ્રમાણે છે.

૧ આ યજ્ઞ શાળામાં બીરાજેલા લોકો નીશ્ચયતાથી જાણો છો કે હમે અમારી પ્રસંન્નતાથી ગ્રહસ્થાશ્રંમમાં એકત્ર રહેવાને એક બીજાનો સ્વીકાર કરીએ છીયે અમારૂ હૃદય જળની પેઠે એક બીજા સાથે શાંતપણે મલીને રહેશે. જેમ પ્રાણુ વાયુ પ્રીય છે તેમ હમે એક બીજા સાથે પ્રસંન રહીશું તથા સરવે દુઃખ સુખ ખમીશુ તથા અન્યો અન્ય દ્રઢ પ્રેમ રાખી સંસાર સુખ પ્રમાણીકપણે ભોગવીશું.

૨ જેમ સુર્યના કીરણોથી સરવે પદારથો તેજસ્વી દેખાય છે તેમ હમે અગનીની શાંનીધ પ્રતીગ્ના કરીએ છીએ કે ઈશ્વર અમારા બને જણાના મનને અનુકુલ રાખે.

૩ અમે એક બીજાની સાથે વીરોધ નહી કરીએ પણ પ્રાણુરક્ષક થઈ વડીલોની આગ્ના માની સરવે દુઃખને દુર કરી ઇશ્વર કૃપાએ સુખ ભોગવવાનું પ્રયત્ન કરીશું તથા લાગતા વલગતા પ્રાણીઓ સાથે પવીત્ર અંતઃકરણથી રહી સુકરમી સ્વભાવવાલાં પ્રાણીઓ ઉત્પન્ન કરીશું.

૪ પુરૂષ કહે છે. ઐશ્વર્ય ને સુસંતાનાદી સૌભાગ્યની વૃધ્ધી કરવાને હું તાહારો હાથ ઝાલું છું. તું માહારી સાથે વૃધ્ધ થાય ત્યાં સુધી સુખમાં રહેશ.

૫ સ્ત્રી કહે છે. હું તમારો હાથ સૌભાગ્યની વૃધ્ધી કરવા સારૂ પકડુ છું માટે તમે આજથી મારી સાથે વૃધ્ધ થાઓ

ત્યાં સુખી પ્રસંન્ન રહી પતી પત્નીના ભાવથી આપણે રહીશું. વળી જગત ઊત્પન્ન કરનારા પરમેશ્વર અને આ સભામાં બેઠેલા ગ્રહસ્થોની રૂબરૂમાં કબુલ કરૂં છું કે તમે માહારે હાથે અને હું તમારે હાથે વેચાયલાં છીએ, વાસ્તે હવે આપણે કદી પણ દુનીઆમાં અપ્રીય કહેવાય તેમ કરવું નહી.

૬ પુરૂષ કહે છે. હે પ્રીયે, ઇશ્વર યુકત હું તારો હાથ પકડું છું તથા ધર્મ યુકત મારગમા પ્રેરક થઇ ચુકયો છું. તું ધર્મથી મારી ભાર્યા થઇ હું તારો ધર્મથી ગૃહ પતી છું. આપણ બેઊને અપ્રીય આચરણ જે વ્યભીચાર છે તે કદી કરવો નહી તથા સંપથી સંતાન સારા થાય એવો એક દીલથી સ્નેહ રાખીને ચાલીએ તો રૂડાં સંતાન થાય.

૭ સ્ત્રી કહે છે. હે પ્રાણનાથ, પરમેશ્વરની કૃપાથી તમે મળ્યા છો. મારે માટે તમારા શીવાય જગતમાં પાલણ કરનાર બીજો કોઇ નથી ને હું તમારા શીવાય બીજા કોઇને માનીશ નહી તથા બીજા પુરૂષ સાથે પ્રીતી નહી કરૂં. વળી ઈશ્વર પાસે માગું છું કે તમે મારા સાથે સો વરશ સુધી જીવતા રહો.

૮ પુરૂષ કહે છે. હું ઈશ્વર પાસે એટલું માગું છું કે તાહારી તથા માહારી ઇચ્છા પરમાત્મા પુરી પાડે તથા વસ્ત્ર આભુષણથી તને સુશોભીત કરી તીરસ્કાર નહી કરૂં

૯ સ્ત્રી—હું પણ તમને એજ પ્રમાણે આણંદ યુકત ખુશીથી રાખીશ.

૧૦ પુરૂષ—હું તથા તુ આપણે બન્ને જણા ઇશ્વર ઈ-છાથી સંબંધ કરીએ છઇએ માટે બન્ને જણાએ એક ચીત્ત થઇ પ્રજા ઉત્પન્ન કરવી તથા કોઇ તરેહનો કંકાશ કરવો નહી કે આપણો સંસાર રૂડો થાય તથા આપણે આણુંદમા રહીએ.

૧૧ સ્ત્રી—આજથી પરમેશ્વરે મને આપને સ્વાધીન કીધી છે વાસ્તે હું આપની આજ્ઞામાં રહી આપનું મન સં-તુષ્ટ કરીશ.

૧૨ પુરૂષ—પ્રાચીન કાળથી વીવાહ સંસ્કાર સમયે ઉત્ત-મ પ્રતીજ્ઞાએ બ્રાહમણ ક્ષત્રી અને વઇશ્ય એ ત્રણે વર્ગમાં કરવામાં આવે છે તે પ્રમાણે આપણી પ્રતીજ્ઞા ઇશ્વર કાયમ રખાવે એવી આશા રાખીએ છીએ.

આ ઉપર મુજબની પ્રતીજ્ઞા પ્રમાણે પણ તે વખતે સંસ્કૃત ભાષામાં થાય છે તે લોકોએ ધ્યાનમાં રાખવી.

કુ૦ ભાઇ, આ પ્રતીજ્ઞા તો શાસ્ત્ર પ્રમાણે ખરી છે પણ એ પ્રમાણે તો કોઇકજ ચાલતો હશે તેનું કેમ સમજાય.

શુ૦ ઘેલા ભાઇ, મેં તને બધું સંક્ષેપમાં કહ્યું તો તું સમજ્યો નહી. જો પ્રથમ તો મરજમાં, બીજું તો ધર્મ. પ્રમાણે ઇશ્વરની પ્રારથના કરવાની, ત્રીજી તો પરણ્યા પછી પ્રતીજ્ઞા પ્ર-માણે ચાલવાનું. એ પ્રમાણે નહી ચાલતાં ધર્મ વીરૂધ થઈ અધર્મનું આચરણ કરે છે ને બીજા ધર્મની નીંદા કરે છે તેવા ને નીચલી કેહેવત પ્રમાણે ઇશ્વર શીક્ષા કરે છે.

કુ૦ ઈશ્વર કેવી રીતે શીક્ષા કરે છે.

શુ૦=શાંભળ, એક ગામમા એક બ્રાહમણ બીજો વાણી આને ત્રીજો મુસલમાન એ ત્રણે જણાને દોસ્તી હતી, એક દીવસે મસ્તાનખા નામનો જે મુસલમાન બાડો તેઓનો દોસ્ત હતો તે પેલા બ્રાહમણને સહવારમાં કાંઇ કામ શારૂ તેડવા ગયો. ત્યારે તેણે જવાબ દીધો કે હું તુલશી માતાની પુજા કરીને આવું છું. તે શાંભળીને મુસલમાન તેના ઓટલાપર ઘણીવાર બેઠો તેવારે પેલો બ્રાહમણ પુજાપો લઈને ઓટલાપર તુલશીની પુજા કરવાને જેવો આવે છે કે પેલો તરકડો જે તપી ગયો હતો તેણે તુલશીને કુંડામાંથી ઉખેડીને પોતાની ગાંડે ઘશીને ફેકી દીધાં. પછી બોલ્યો, દેખ્ખાતેરા તુલશી માતા, શાલા, કબકા બોટી કરતા હે. એવું બોલીને જતો રહયો. હવે તે બ્રાહ્મણે તુલશીને પુજા કરવા સારૂ પાણી પાઇને ઊછરેલાં તે તરકડાએ મજાકમાં ઉખેડી ફેકી દીધા તે જોઈને ઘણો દલગીર થયો ને આ વાત પેલા વાણીઆને કહી. તે હીંમતવાલો ચતુર હતો તેણે પેલા બ્રાહ્મણને કહયું કે હવે એ પાછો તારી પાસે આવે તો તેને મારી પાસે કાલે સહવારમાં મોકલજે, એ મુજબ બંને જણાએ મસલત કરી. પછી પેલો મુસલમાન સાંજે બ્રાહ્મણ પાસે પાછો આવીને કેહવા લાગ્યો, અબે મારાજ, અબ તેરી પુજા હો ગઇ કે નહી ?

તે શાંભળીને મસ્તાનને જવાબ કહયો કે કલ ફજર મે તું ગમશાણદાસકું બોલાકર લાઈઓ પીછે હમકી

સાથ અપન જાઈંગે. તે સાંભળીને મસ્તાને કહ્યું કે અચ્છા ઠીક હે. તે દીવસ પછી બીજે દીવસે સવારમાં તો ગમજાબુ- દાસ પાસે ગયો ને તેને કહ્યું કે શેઠ તેરેકું ભોળાનાથ બોલા- તા હે. પેલા વાણીઆએ કહ્યું કે મેરા પીપળા બાપાકી પુજા કર કર આતા હુ. તે સાંભળીને તે થોડીવાર બેઠો.

હવે પેલો વાણીઓ કાંણો હતો તેણે વીચાર કરી મુકયો કે આપણા ઘરના સામી વાડમાં પીપળાનું ઝાહાડ છે તે વાડમાં કૌવચના વેલાપર શીંગો ઝીંણા કાંટા સાથે છે માટે ગઇ કાલની શીક્ષા એને કરીશું એવું ધારીને મસતા- નને ઘણીવાર બેસાડી મુકયો. પછી તે તપીને મનમાં બડબડ- વા લાગ્યો, શાલે હીંદુ લોક કેશે ખરાબ હે. કલ એ મારાજ તીખી ભાજીકી પુજા કરનેકી કેતાથા ઓર આજ એ બનીઆ બોકડીકા ચારા હે ઉનકું પીપલાબાપા કેતા હે. શાલે બમાર હીંદુ કેશે ખરાબ હે, એવું બડબડતો હતો, તેટલામાં પેલો પુજાપો લઇને બારણા બહાર નીકળે છે કે પેલો મીયા ઊ- ઠીને પીપલાનો છોડ ઉખેડવા ગયો કે તે વાણીએ લાગ જોઇને મસ્તાનને ધકો મારીને કૌવચના વેલાપર વાડમાં નાંખી દીધો ને કહેવા લાગ્યો મીઆં શાહેબ એ કયા કરતે હો. રેને દો રેને દો. એવું કહેતાંજ કઊવચો માહોડાંપર ને શરીર બધે હીલમાં ચો- હોટી ગઇ ને ચમચમવા લાગી. પેલા મસ્તાને ફકત માથે ફેંટો બાંધેલો ને ખુલ્લે શરીરે આવેલો તેથી તમામ કઊવચના કાંટા ચોંટીને ચહકા ભરવા માંડયા પછી લોકો કેહવા લાગ્યા,

## દોહરો

મસ્તાને ઉખેડયો તુલશી છોડ વાણીએ મુકાવી તેની ખોડ

વાણીઆના કાલાવાલા કરવા લાગ્યો અયે ગમશાણ્ડાસ મેરેકુતો બોહોત ચટક લગતી હે, અબ કયા કરૂં ? અલ્લા અલ્લા, એમ કહી રોવા લાગ્યો ત્યારે વાણીએ તેને કહ્યું કે હમેરા શાશતરમે તુલશી માતા ઓર પીપળા પીતા એશા દેવકે માફક હે ઊનકી મજાક કરકે ગાલી દીની ઉનકા બદલા અપબાને દીયા મે કયા કરૂં? એવુ તેને કહી મનમા ખુશી થયો. પછી પેલો મસ્તાન દુખી થઇ ને પોતાને ઘેર ગયો તેવારથી નીચે મુજબ કહેવત થઇ.

## કેહેવત

દેશ જોયા દેશાવર જોયા જોયા મુલક રાણોકા
ત્રણ જણાની સંગત ન કીજે અંધે બાડે કાણેકા
વળી સાંભળ, નીચેના શ્લોકમાં લખેલા જેવા જાણવા.

## ॥ श्लोकं ॥

जननी दूषितायस्य नास्तिकं नकरोतियः सर्व
शास्त्र विनीतेषु न विश्वसे कयोनिषु॥ १ ॥

અરથ-જે શાસ્ત્ર ઊપર વીસ્વાસ નથી રાખતો તેને નીચ જાતીથી પેદા થયો એવું જાણવું. કારણ ઊંચ જાતી થઈ પોતાના વડીલો સતકરમી કેહેવાતા હોએ ને લોકોને ખોપ

કરનારા ધરમીષ્ટ હોય તેના છોકરાઓ ધર્મ વીરૂધ્ધ ડાકટરીનો ધંધો કરે તથા તેવાને કન્યા આપી ખોરાકી પોશાકીનો વીરૂધ ઉપયોગ કરે તેવાને નીચેના શ્લોકમાં લખેલા પ્રમાણે જાણવા.

॥ श्लोक ॥

वासुदेवं परित्यज्य अन्यदेवं मुपासते ॥
त्रिशितोजान्हिवतिरे कुपं खनतिदुर्मति ॥

અરથ-ગંગા નદીનું નીરમળ સ્વચ્છ પાણી ન પીતાં તેજ નદીને કીનારે કુવો ખોદાવીને પાણી પીએ તથા વાસુદેવ ભગવાનની પુજા ન કરતાં મુસલમાનોની કબરોની પુજા કરવા જાએ તેવાને કાનજી મેતર જેવા મુરખા જાણવા.

કુ૦-કાનજી મેહેતર કોણ હતો ?

શુ૦-શાંભળ, શોનખડનો એક કાનજી નામનો ઢેડો વતનદાર હતો. તેના છોકરાના લગન કરયા તેવારે લાલ બુજરગ નામનો તેનો કારભારી હતો તેણે કાનજી મેહેતરને સલાહ આપી કે કાનજીભાઈ, આપણે તમારા પોરીઆના લગનમાં આપણી ન્યાતીના બધા ન્યાતીના લોકો કરતાં સારૂં કરવું, કેમકે તમે તો ધંધા કરતાં વજીફદાર છો. તે સાંભળીને કાનજીએ કહયું કે તમે કેવું સારૂં કરવા ધારો છો તે કહો.

એવું પુછવાથી લાલ બુજરગ કહે છે જુવો તે આ તમારા પોરીયાનું વહુ વર વહીવટદાર શાહેબના હાથીપર બે-

ચીને આવે ને ન્યાતીને ગોર પાપડી ને વાલની જગાએ સારા બ્રાહ્મણ વાણીઆની ન્યાતીનું પકવાનનું જમણ ખવરાવીએ ત્યારે હંધા કરતાં સારૂ લાગે. એવી સલાહ સાંભળીને તેણે પકવાન કરાવ્યું ને લગનને દીવસે ન્યાતને જમવાને તેડી ને પકવાનના ભાણા પીરશયાં. તે જોઇને બધા ધેડાઓ ઉઠી ગયા ને સફેત ઘેભર જોઇને કહેવા લાગયા કે જુવોની આ નરાં હાડકાં જેવા ને સફેત કાણાવાળી જાળીઓ ઇને શું ખાઇએ. જેવી ગોરપાપડીને વાલ વળી ઉપરથી તાડીના કુલીઆં પીતા જઇએ તેવી મજા લાગે કે ? એવું કહીને બધી ન્યાત ઉઠીને ઘેર જવા લાગી. તે જોઇને કાનજીએ ન્યાતને પગેલાગી કહયુ કે તમુને સારૂ જમણ જાણીને ઘણા પઇસા ખરચીને કરાવેલુ ને તમો ઊઠીને જાઓ છો તો હવે હું હરી બાવા ગરૂની પાસે કેહવારૂં તો ખાઓ કે નહી. એવી નાતને વીનંતી કરીને તેને તેડાવ્યો. એટલે તે ગરૂડો ન્યાત પાસે આવી બેઠો ને બનેલી હકીગત તેને કહી તે સાંભળી ગરૂડાએ વીચાર કીધો કે આખી ન્યાતનો એક મત છે તો એ બધા મારા એકલાનુ માનશે નહી એવો વીચાર કરીને તેણે ઉત્તર કહયો કે કાનજી મેહેતર સાંભળો. છીને જે હરજુતે વરજયું ને અણહરજયાનો તું થીઓ ગરજું, માટે એવણ બધાને એ જમણ પ્રસન નથી તો તાહારે એ બધું ફેકી દેવું ને ઇને ગોર પાપડીને વાલ ખવરાવ એ મુજબ થયું.

જુવો આ નીચ જાતનો કેવો સંપ છે. પછી બીજે

દીવસે છોકરાને હાથીપર બેશાડવા શારૂ સુબા સાહેબ પાસે જઈને રૂ ૫૦૦ આપીને હાથી માગયો ત્યારે સુબા સાહેબે વીચાર કીધો કે એ નીચને હાથી આપવો ઠીક નથી પણ એને માઠું ન લાગે માટે આપવા હા કહી. તે ખબર સાંભળીને ઉંચ લોકોએ સરકારને હાથી ન આપવા અરજ કીધી તેવારે તેઓને સમજાવ્યા કે તમો ફીકર ન કરો, તમારૂ ધારયુંજ થશે એવો રઈઅતને ભરોશો આપીને હાથી જવા પેહેલા તેને દારૂ પાઇ મસ્ત કરીને કાનજીને ઘેર મોકલ્યો. આણી તરફથી રઇઅત લોકોએ ધુલની પોટલીઓ તઈયાર કરી રાખેલી, ને હાથીને નીશો ચડયો કે તે તોફાન કરવા લાગયો. તેવામાં વહુ વર બેસવા આવયું કે લોકો ધુળની પોતલીઓ હાથીપર ફેંકી કે તુરતજ હાથીને હાંકીને માવથ પાછો તબેલે ગયો ને લોકોએ હુલડ કીધું. વર કન્યાની આંખમાં તથા શરીરપર બધે ધુલ ધુલ થઈ ગયું. તે જોઈ કાનજી શુબા સાહેબ પાસે રઈઅતની ફરીયાદ ગયો ત્યારે તેણે જવાબ દીધો કે મેતો હાથી મોકલ્યો હતો પણ બધી રઇઅત ઉઠી તો મારૂં શું ચાલે. આ રીતે મુરખ લાલ બુજરગની બુધ્ધીથી કાનજી મેહેતરની ફજેતી થઇ.

કુ૦–હવે મુરખ લાલ બુજરક કોણ હતો?

શુ૦–શાંભળ. એક ગામમાં રાતના હાથી ફરી ગએલો ત્યારે આખે ઊભે રસ્તે તેના પગના ગોલ ગોલ ચકડા જેવાં પગલાં ધુળમાં પડેલાં ને ગામના લોકો સવારમાં દાતણ કરવા ઓટલે ઓટલે બેઠા તેઓએ હાથી જોએલો નહીં એટલે

પેલાં ચકડાં જોઈ માહો માહે પુછવા લાગયા અરે ભાઇ આ આખે રસ્તે ચકરડાં શેના હશે? ત્યારે કોઈ કહેજે રાતના પોરી આં રમતાં હતાં તેણે ખુરમે થારી મુકી રમત કરી એ ચકરડાં પાડીઆ હોહે. એટલે બાજો બોલ્ગો હું આખે રસ્તે પોરીઆ પાડતા ગીઆં ? પછી ત્રીજો બોલ્યો ભાઈ આપણા ગામમાં લાલ બુજરક સમજુ છે તેને બોલાવી એ દેખાડી પુછીએ કે એ હું હોહે એવો વીચાર કરીને બધાએ તેને પુછયું ત્યારે તેણે તે જોઇને નીચે પ્રમાણે કહયું.

દોહરો

લાલ બુજરક તો ઈયુંકર બુજા ઓર ન બુજા કોએ
પાન ચકી બાંધક હરણ કુદીઆ હોએ

હરણને ચારે પગે ઘંટીઓ બાંધેલીને તે કુદતું કુદતું રસ્તે થી ગયલું છે. સસરાઓ તમુને બધાને સમજ નહી મરે. ઉપર મુજબ લાલ બુજરકે કહયું તે શાંભલી બધા તેને શા-બાશી આપવા લાગ્યા પણ કોઈએ વીચાર ન કીધો કે હ-રણના પગ કેવડા ને ઘંટી કેવડી. એ ઉપર બતાવેલા સખસ કાનજી મેહેતરનો સલાહકારક હતો તેણે તેને આબરૂથી તથા પઈસાથી ખુહવાર કરાવ્યો એ પ્રમાણે મુરખની સલાહથી જે ચાલે તેની ફજેતી થાય.

હાલના જુવાનીઆઓ આ એકજ બવીષ્ય ઉપર પ્રીતી રાખે છે પછી કેહેવત જેવું કરે છે મોડામાં થુંક હાથ-માં મુક, એ કેહેવત પ્રમાણે એક મારગી થઈ ચાલે છે તેવારે

કંઇ સુજતુ નથી. ત્યારે પઇસા સાર દરીઆની લાંબી મુસાફેરી કરવા જાય છે તેવારે લાંભો નફો તો થતો નથી પણ લાગતા વળગતાને સંતાપ ઉપજાવે છે ને પોતે નામાશ્રીત કેહવાય છે તેણે કરીને લંકાએ જઈને લોહોડું લાવ્યા એવું થાય છે. હવે લંકાએ જઇને લોહોડું કોણ લાવ્યા તે નીચે મુજબ.

લંકા નગરીના રાજા રાવણના પેટમાં ભારી ચુંકના કષ્ટથી તે પીડાવા માંડયો ત્યારે દેવના વઇદ ધનવંતરીને તેડાવ્યા તેણે દવા આપી તો પણ આરામ થયો નહી. ત્યારે ઉતર હીંદુસ્થાનમાંથી વૈદ તેડાવાનો વીચાર કીધો પણ તેઓ અસુર ભયાનકથી લોકો ડરે માટે એવો વીચાર કીધો કે પક્ષીનું સ્વરૂપ ધરી છાપરે છાપરે કુદતો જાવું ને મોડેથી કોરૂક કોરૂક હેવા શબ્દો બોલતાં જવું. એ વાકયોનો જે ઘરમાંથી જવાબ મળે ત્યારે તે ઘરમાં માણસનું સ્વરૂપ ધરીને તેની પાસે જઇ ચુંક વીશેની હકીકત જાહેર કરવી ને તેનો અભય આપી ભરોશો આપવો. એ પ્રમાણે ઠરાવ કરીને એક સખસને મોકલ્યો તે રામેશ્વરથી ઉપર મુજબ રટણ કરતો કરતો નાસુકમાં આવ્યો ત્યારે એક ઘરમાં હેમાજી નામનો વૈદ રહેતો હતો તેણે કોરૂકનો જવાબ આપયો કે 'શાક ભુકત, અશાક ભુકત.' (કોરૂક એટલે પેટમાં ચુંક સાથી વાએ તેનો જવાબ હેમાજી વઈદ આપ્યો કે શાક ભુકત અશાક ભુકત) એટલે વાયુ શાક ખાય તેને ચુકનો રોગ થાય. એ જવાબ સાંભળીને

પેલો રાખ્પસ માણુસનું સ્વરૂપ લઇને તે વઇદ પાસે જઈ ઉપર મુજબ નમ્રતાથી વાત કહીને કહયું કે હું તમને પક્ષીનું સ્વરૂપ લઇને મારા ખભાપર બેસાડીને લંકામાં લઇ જઇશ. ત્યાં રાજા રાવણને ઓસડ આપશો ને ફેર પડશે તો તે તમને માગયું આપશે. માટે તમારે કોઇ તરેહની ફીકર રાખ્પવી નહી.

એ વાત સાંભળીને વઇદે પોતાની બાયડીની સલાહ લીધી ને હીમત રાખ્પીને તે પ્રમાણે લંકામા જઇ રાવણની નાડ જોઈને તેને ઓસડ આપ્યું જેથી કે તેને આરામ થયો ત્યારે રાજા રાવણ ખુશી થયો ને વઈદને કેહેવા લાગ્યો કે મહારાજ તમારે જે ઇચ્છામાં આવે તે માગી લ્યો, હું તમને આપું. તે સાંભળી વઈદે કહયું કે તમારી લંકામાં જે મોહોગામાં મોહોગું હોય તે આપો. ત્યારે રાવણે કહયું કે હમારી નગરીમાં હીરા માણેક મોતીને સોનું જોઇએ એટલું છે તેમાંથી તમે કહો તેટલા આપું. તે સાંભળી વઇદ બોલ્યો કે એથી પણ જે મોંધું હોય તો મોકલજો ને હું તો રજા માગું છું. એવું બોલી તે રજા લઈ વીદાય થયો. તને દેવનો વઇદ ધનવંતરી મલ્યો તેણે તેને પુછયું કે તમે શું શું ઓસડ આપેલું. હવે તેના કેહવા પ્રમાણે ઓશડ તો બંનેના સરખા મલ્યા પણ તેના વજન માં ફેર પડયો. રાવણની કાયા પ્રમાણે દવા કમતી પડી ને હેમાજીએ તેના શરીર પ્રમાણે વજન આપ્યું તેથી આરામ થયો અને દેવના વઇદની ભુલ થઈ ને હેમાજીએ તે રાખ્પસની કાયા પ્રમાણેનું વંજન આપ્યું એ કારણથી આરામ થયો.

પેલા રાવણને જે માથું મોકલવાનું કહેલું તેણે તજવીજ કરતાં ઘણી મેહેનતે સવા મણ લોહોડું શોના કરતાં ચોગણી કીમતે ખરીદ કરીને વઈદપર મોકલ્યું ને કહ્યું કે સોનાની ન મરીમાં લોહોડું ઘણું મોઘું મલ્યું. તે સાંભળી વઈદની બઈરી છાતી કુટતી બાહાર નીકલી કેહવા લાગી કે હાય હાય, સંહાએ જઈને લોહોડું લાવ્યા. એ કેહેવત તે દીવસથી થઈ માટે જુવો કે આવી હીમત કરી મુશીબત ભોગવીને ત્યાં ગયો પણ ફાયદો કશો થયો નહી. એ રીતે ઉનમત્તાઈ કરી જવાથી લાભને બદલે નુકસાનમાં પડી લોકોને સંતાપ ઊપજાવી પોતાની લાહેરી બનાવે છે એવા માણસોના તેના સગાઓ વખાણ કરે છે જેમ ભવાયા પોતાનો છોકરો નાચતો હોએ તેવારે તે પોતાને હાથે પોતાનો વાશો ઠોકીને છોકરાના વખાણ કરે છે તેવા જાણવા ને આખરે નીચેના શ્લોક પ્રમાણે થાય છે.

॥ श्लोक

सुर्यं इछति भर्तारं पर्जन्यं पवनो गिरिं उंदरि
उंदरो प्राप्तो दैव रेखा कदाचन ॥ १ ॥

અરથ—એક બ્રાહ્મણ ગંગાજીના ઓવારાપર સંધ્યા કરતો હતો ત્યારે એક ઉંદરડીને શમડી લઈ જતી હતી તે જોઈ પેલા બ્રાહ્મણને દયા આવી કે આ ઉંદરડી મરી જશે એમ જાણીને તેને છોડાવીને મંત્ર ભણી અંજલી છાંટી એટલે તે શોલ વરસની

કન્યા થઈ. તેને જોઇ બ્રાહ્મણે તેને કહ્યું કે તને સુરજ સાથે પરણાવું એમ કહીને તેને સુરજ પાસે તેડી ગયો.

ત્યારે ઉંદરડીએ કહ્યું કે એનું તેજ તથા તાપ મારાથી સહન થાય નહી તે સાંભળીને સુરજને પુછ્યું કે તારાથી મોહોટો કોણ છે? તેણે જવાબ દીધો કે મારાથી મોહોટો વરશાદ છે ત્યારે તે કન્યાને તેની પાસે લઈ ગયો. તે વખતે કન્યાએ કહ્યું કે એ વરશાદના પાણીથી હું તણાઈ જાઉં માટે એને નહી પરણું.

ત્યારે વરશાદને પુછ્યું કે તારાથી મોટો કોણ છે ?

તેણે જવાબ આપ્યો કે મારાથી મોટો પવન છે. ત્યારે પવન પાસે તેડી ગયો ને કહ્યું કે આની શાથે પરણ.

તે સાંભળી કન્યા બોલી એના સપાટાથી હું ટાઢે મરૂ વાસ્તે એની સાથે નહી પરણું.

પછી પવનને પુછ્યું કે તારાથી મોહટો કોણ છે ?

તેણે જવાબ કહ્યો કે મારાથી મોહટો પાહાડ છે તેવારે કન્યાને તેની પાસે તેડી ગયો ને કહ્યું કે આની સાથે પરણ. ત્યારે તે બોલી કે એનાથી તડકો તથા તાહાડ પડે તે મારાથી સેહવાએ નહી. ત્યારે પરવતને પુછ્યું કે તારાથી મોટો કોણ છે ?

તેણે જવાબ દીધો કે મારાથી મોટો ઉંદર છે કે તે ખોદી ખોદીને દર પાડી મને પોલો કરે છે. તે સાંભળી પેલા બ્રાહ્મણે કપાલે હાથ મુકીને ઉપલો શ્લોક

કહયો ને પાછી અંજલી છાંટીને ઉંદરડી બનાવી એટલે તે દરમાં પેશી ગઈ.

તે પ્રમાણે મોહટાઈ કરવામાં નફો તો કંઇ થતો નથી પણ ઊલટા નામોશી મેલવે છે. એવા ચતુર જુવાનીઆ કુલેશ ઉભો કરે છે તેવાને કમનશીબ જાણવા. દુર દેશાવર જઈ ભારે દરજજો લાવી નામના કરતા હોય તો તો કંઈ પણ તારીફ થાય, પણ તેમ ન થતાં અપકીરતી મેલવે છે તે વ્યર્થ. જેમકે બે ગામડીઆની તકરાર જેવી વાત છે.

કુ૦—હવે ગામડીઆ મીઆભાઇની તકરાર કેવી રીતે થઇ ?

સુ૦—એક ગામડીઓ મીયાભાઇ બીજાને પુછે છે, મીઆ શા હેબ, આપકા નામ કયા ?

તેણે જવાબ દીધો કે મેરા નામ માભભાઇ હે. આપકા નામે કયા ?

ત્યારે તેણે વીચારયું કે મોભની ઉપર વાકઠીઓ હોય છે માટે એની ઉપરનું નામ કહેવું, એમ ધારીને તેણે જવાબ દીધો કે મેરા નામ તો વલીભાઈ હે.

તે સાંભળી મોભભાઇએ કહયું કે તેરા નામ વલીભાઇ, તો મેરા નામ શલીભાઈ હે.

પછી વલીભાઇએ કહયું કે તેરા નામ શલીભાઇ તો મેરા નામ નલીઆભાઇ હે.

સલીભાઇએ બીજવાઇને કહયું કે, શાલે, મેરે ઊપર ચહડનેકી બાત કરતા હે. તેરા નામ નલીઆભાઇ તો મેરા નામ બાહલીઆભાઇ હે.

તેરા નામ બાદલીઆભાઇ તો મેરા નામ અશમાનભાઈ હે. મેરે શાલે ઉપરકે ઊપર રેહનેકી બાતાં કરતાં હે. એવો તામશ કરીને બાદલીઆભાઈને બાજી પડયો ને તેનો અંગરખો ફાડી નાખ્યો. પછી બાજાએ નખોરયાં દઇને અશમાનભાઇને લોહી કહાડયું.

આ બંનેની મારામારી જોઇ રસ્તાના જનાર રાહાદારી લોકોએ બંને જણાને છુટા પાડી દીધાં એ પ્રમાણે બે પક્ષ વાળા એક બીજાનો દ્વેશ કરી કલેશનો ઉમેરો કરે તે ઉંચ જાતીના માણશોને શોભે નહી.

હવે આપણે જાણીએ છીએ કે સ્તીમરની લાંબી મુસાફરી કરનારનો જવાબ તો નીચેના દોહરાની કેહેવત જેવો છે.

દોહરો.

પ્રથ્વી ખોદીએ ત્યારે વીધાત્રા હસે, હસે વઇદ લાવીએ ત્યારે કાળ
વ્યભીચારી સ્ત્રી પોતે મનમાં હશે જયારે કંથ રમાડે નીજ બાળ.

અરથ-જમીન ખોદીએ ત્યારે વીધાત્રા હશે કે એમાંથી કંઈ નફો થવાનો નથી. માંદા સારૂ વઇદ લાવીએ ત્યારે મોત હશે કે વઇદથી કંઇ થવાનું નથી. જારણીનો વર છોકરો રમાડે ત્યારે તે હશે કે આ છોકરો તો કોઇના પેટનો છે ને આ બાયલો કેવો ખુશી થઇને રમાડે છે. તેમ લાંબી સ્તીમરની મુસાફરીવાળા સમજાવે છે તે જાણીએ છીએ કે પહેરણામાં તો બધાંજ નાગાં હોય છે. પણ પોતીકી એબ છુપાવા સારૂ વસ્ત્ર પેહરે છે. તેમ દરીઆની લાંબી મુસાફરી કરનારને તો એકજ

ટાંકીનુ પાણી ને એકજ રસોઈ બધાને ઉપયોગમમા આવે છે. એટલે એ ઊપન્ના દોકરા જેવું જાણવું. પણ પ્રતીમાપર ભરોશો રાખીને ન પતાવીએ તો ધર્મ વીરૂધ્ધ શમુદાએ વધી જાય ને લાગતા વળગતાને સંતાપ ઉપજાવે છે ને છેવટ પોતે દુખી થઈ બીજાને દુખી કરે છે. તે નીચેના શ્લોક પ્રમાણે થાએ.

॥ श्लोकं ॥

सिंह रूपेण राजानो व्याघ्र रूपेण मंत्रिणः ॥
मृत्याश्चा गृघ्र रूपेण क्षय यास्यतीवै प्रजा ॥ १ ॥

અરથ—સીંહ જેવા રાજા ને વાઘ જેવાં પ્રધાન ને ગીધ પક્ષી જેવા તેના નોકરો હોય તો તે રાજાની પ્રજા નાશ પામે છે. તેમ નીચે લખેલા માણુસોથી તેના લાગતા વળગતાને સંતાપ થાય છે. ત્યારે તેવા માણુશને નીચેના શ્લોક પ્રમાણે જાણુવો.

॥ श्लोक ॥

धर्मार्थ काम मोक्षाणां यश्यैको पिन विद्यते ॥
अजाग लस्तन स्पैव जस्य जन्म निर्थक ॥ १ ॥

અરથ—જે માણુશ ધર્મ અર્થ કામ ને મોક્ષ એમાં સમજતા નથી તેવાનો જન્મ જેમ બકરીને ગલામા આંચણ નકામાં છે તેમ તેવા માણસોને નકામા જાણવાં.

છપો.

ડાહાપણમાંથી હાથ ન કાહાડ ન્હાનુ મોહોડું,
પોતાનું ખર વેણુ અન્યનું માને ખોટું,

એક એકનો વાંક કાહાડી જુવે પોતાનું ઢાંકી,
છીદરો શોધે છેક વદે વાતો માહો માહે વાંકી,
સામ સામા લડે બહુ કંકાશ કરવા થાય વાયા,
નીલમણી કહેજે સમાધાન કરે તે શાણથી ડાહ્યા.

ખરી વાત ઊપર તો દીલ્લીના બાદશાહાએ પોતાના કસુરનો પોતે દંડ આપ્યો હતો.

કુ૦—દીલ્લીના બાદશાહાએ પોતાની કસુર બદલ પોતે દંડ માગળ્યો હતો તે શી રીતે?

શુ૦—સને ૧૫૬૬ના સાલમાં દીલ્લીમા અકબર બાદશાહા રાજ્ય કરતો હતો તેણે મનમાં વીચાર કરીને પોતાની કચેરીના લોકોને સવાલ કીધો કે માહારી દુનીયામાં કેવી આબર કેહવાય છે.

તે સાંભળીને કચેરીના માણુશો કેહવા લાગ્યા કે સાહેબ તમારા જેવો તો કોઈ સહેનશાહા અદલ ઇનસાફી થયો નથી તમારી કીરતી સારી કેહવાય છે.

શાહાએ કહ્યું કે તમે તો માહારા તાબેદાર છો તે તો મને સારૂજ કેહશો તેથી તેની મને ખાતરી થાય નહીં. એવો વીચાર કરી એક દીવસે હુકમ કીધો કે તમામ રઈઅત નાની મોટી સવારના કલાક ૬ થી તે બપોર સુધીમાં મેદાનમાં જાય ને કોઈ પણ ઘરમાં રહે નહી તેમજ કોય માહારા સામો થાય નહી. આ ઠરાવ તોડી કોય સામો થશે તો તેને સખત શીક્ષા કરીશ એવો શેહેરમાં ઢંડો વગડાવ્યો.

તે પ્રમાણે તમામ રઈઅત શેહેરની બાહાર

મોટું મેદાન કે જયાં કશો છાંએડો ન હતો, અને ઉનાળાનાં દીવશ હતાં એટલે નાના મોટા બધાને ત્રણ તાવ ચડયા. એક તો જમીન તપી, બીજું ભુખ્યા થયા, ત્રીજું છાંએડાં વગરનો તડકો. એવા ત્રણ તાપથી લોકો દુખી થવા લાગ્યા તથા શાહા પોતે પણ તે મેદાનમાં વચ્ચો વચ્ચ તંબુ એં ચાવી અંદર કમરપર તલવાર બાંધી બેઠો હતો. ત્યાં લોકો ભુખ તરશથી પીડાવા લાગ્યા ત્યારે તેઓ કવી ગંગ પાસે ગયા ને તેહુને કેહેવા લાગ્યા કે વગર કસુરે પ્રજાને શાહા કેમ પીડીત કરે છે તેનું કારણ જણાતું નથી.

તે શાંભળી કવી ગંગે કહયું કે આજે મારાથી બોલાય તેમ નથી

એટલામાં એક બુઢો એકદમ શાહાના તંબુ પાસે જઇ બોલ્યો. આજ દીન સુધીમાં દીલ્લી શેહેરમાં કોઇ અદલ ઇનસાફી અકબર શાહા જેવો થયો નથો તેમ થશે પણ નહી, પણ આજે બીન કસુરે શાહ શા વાસ્તે રઇઅતપર જુલમ કરે છે, માટે બધું લોકો આવો શાહાના તંબુપર ધુળની પોટલીઓ ફેંકીએ.

એવા શબ્દો તે બુઢો બોલ્યો ત્યારે શાહાને ખાતરી થઈ કે આ તરાહેત માણસ મારે સારૂ સારૂં બોલે છે, પણ જોઉ તો ખરો કે કોઈ સામો થાય છે કે નહી, એવો વીચાર કરી બેઠો હતો.

તે જોઇને કવી નરહરને બધા લોકો વીનંતી કરવા ગયા કે તમો લોકોને છોડાવો.

તે વખતે કવી ગંગને કવી નરહર એવા બે મોટા કવેશ્વરો હતા. હવે ગંગ છાતીનો પોચો ને નરહર છાતીનો આઘો. તેણે વીચાર કરીને પ્રજાને કહયું કે તમે બધા પા કલાક સબુર કરો. હું શાહા પાસે જાઉં છું એમ કહીને અકબર શાહા પાસે જઈ સલાંમ કરી સામો ઉભો રહયો.

તે જોઈ શાહાએ તેને કહયું કે મારો હુકમ તને યાદ છે?

તે શાંભળી નરહર બોલ્યો.–જાહાપના, હું આપના સામો થવા આવ્યો નથી. હું તો વીનંતી કરવા આવયો છું.

તે સાંભળી અકબરે કહયું બોલ શું કહે છે.

તેજ વખત એક નીચે પ્રમાણે કવીત બનાવયું ને સલામ કરી કહેવા લાગયો.

કવીત

નરહર બીનતી કાહા કરે, કે જનની સુતા બીખ દેત,
બાડ ખેતકું જો ચુગે તો શાધુ પરત ધન લેત,
શાધુ પરત ધન લેત નાવ ધર તીરીઆ જો બોરે
જો પેહેરા સોઇ ચોર પ્રીત પ્રીતમ કરી તોરે,
નૃપતી પ્રજાકુ દુખ દેત કાઢા શમશેર કર ધર,
શુન હો અકબર શાહા કાહા બીનતી કરે નરહર.

અરથ–નરહર કહે છે કે છોકરાનુ રક્ષણ માએ કરવું જોઈએ, ખેતરનુ રક્ષણ વાડે કરવું જોઈએ, સાધુએ પારકુ ધન ન લેવું જોઇએ, નાવમાં બેશીને પારઉતરીએ તેજ નાવ જો બુરાડે. વળી નાવરૂપી ઘર સ્ત્રી વડે કહેવાય તે નઠારી ઘર

મુઝાવે. પેહેરગીર ચોરી કરે. મીત્ર હોય તે કજીઓ કરાવે. જે રાજા હોય તેણે રઈઅતનું પાલન કરવું જોઈએ તેને બદલે વગર કસુરે પ્રજાને દુખ દે? સાંભળો, અકબર શાહા, તમારે પ્રજાને સુખ આપવું જોઈએ તેને બદલે વીના કશુરે તમે પ્રજાને સંતાપો છો તો ઊપર મુજબ દુન્યામાં ઉલટું થાય, એમ કરવું તમને ઘટે નહી એવી માહારી વીનંતી છે.

આ વાત સાંભળી રાજા ખુશી થયો ને કવીને પાંચ હજારની જાગીર આપીને પ્રજાને છોડી દીધી.

પછી કચેરીના લોકોને કહયું કે તમે જે મારી આબરૂ વીશે કહેલું તેની ખાતરી ત્રાહેત ખુદાના કહેવાથી મને થઇ. એ ખાતરી થવા સારૂ મે પ્રજાને હરકત કીધી તે કસુર બદલ આવતી કાલે બધી કોમના શેઠીઆને બોલાવી બધુ દીલ્લી શેહેરને જમાડવું. દરેક ન્યાતના પટેલીઆઓને તેડાવીને તેઓની ન્યાતનું શીધુ આપવું. એવું કહી બીજે દીવશે શીરો ને દાલ ભાત ને એક શાક કરી શાહે દીલી શહેર જમાડયું.

શાહાને પોતાની આબરૂની ખાતરી કરવી હતી. તેમા રઈઅતને હરકત પડી તે કસુર બદલ બાદશાહાએ આખાં દીલી શહેરને ખાણું આપ્યું આ કંઇ ખરચ થયો હશે કે નહી. મોટા બાદશાહ કસુર બદલ પોતે દંડનો બદલો આપતા તો આપણે કોણ?

સુ૦-પ્રીય ભાઇ કુમતનાથ પાછલા દ્રષ્ટાંતો ઊપરથી આપણે શીક્ષ કરવાનું કે જે ન્યાતીઓમાં તથા ઘરોમાં સંપ હોય છે તેજ બધાં સુખીયાં તથા કીરતીવાલાંહોય છે, પ્રાચીન શા-

જથી બ્રાહ્મણો ઉંચ જાતી કેહવાય છે ને તેઓ તે કાલમાં સ્વધર્મા ઉપર આસ્તા રાખીને ચાલતા હતા સબબ તેઓની પ્રજા સલક્ષણી ઉત્પન્ન થતી હતી અને હાલમાં તો દુરાચારી વધારે થતા જાય છે તેનું કારણ એ જે અનંગરંગ ગ્રંથમાં જેટલા દીવસો મૈથુન વર્જ લખેલા છે તેટલા દીવસો નીશીધ્ધ છે તેપર વીચાર ન કરતાં ભાડભુજાની માફક ભાડ ઝોકે છે. એ કારણથી જે સ્ત્રીઓને ગર્ભ રહે છે તે એવા નબળા દીવસોના ગર્ભથી દુરાચારી પ્રજા ઉત્પન્ન થાય છે તેવી પ્રજા ભાગ્યહીણ થાય છે. જેમકે રાવણ-દુર્યોધન-ઈત્યાદી પુર્વે દુરાચારી થઇ ગયા છે તે પ્રમાણે હાલમાં પરેખર એવી પ્રજાને અગ્યાનપણાથી દુરાચારી ઉત્પન્ન થાય છે તેથીજ કલેશનો વધારો છે.

કુ૦-ભાઈ અનંગરંગ ગ્રંથમાં મૈથુન વરજીત કયા કયા દીવશો છે?

સુ૦-સાંભળ, ઉત્તર તથા દક્ષણાયન બંને સંક્રાતી,

ચૌદશને અમાવાસ્યાના ૨,

સુર્ય તથા ચંદ્ર ગ્રહણના ૨.

શરદ તથા ગ્રીષ્મ રૂતુનાં હવા ખરાબ હોય ત્યાં સુધી

તાવ આવે ત્યારે.

વ્રતોને દીવસે, તથા માતપીતાના સમચરીના બે

રજસ્વલા સ્ત્રીના દીવસ ૭

તથા વૈધ્રત અને વ્યતીપાતના ૨.

તથા સ્ત્રીની જાતી પ્રમાણે ચોઘડીયાં વીરૂધ એટલા વખત

તમાં સ્ત્રી સંગ કરવો નહી ને કરે તો વર્ણશંકર પ્રજા પેદા થાય છે. એ માટે સંસારી લોકોએ જરૂર એ વાશે લક્ષ આપવો જોઈએ. ને ન ધ્યાન રાખે તો સારનો અસાર થાય છે

પછાડી જે મુર્ખ શીરોમણી તથા તેના ભાઈઓની હકીકત લખી છે તે ઉપરથી આપણને શોધ થાય છે કે અવજોગના ગર્ભ દીવસોની પ્રજા અને સારા દીવસનો દોલતરાવ દીવાનનો છોકરો હતો. એ તેઓના સ્વભાવથી જાણવાનું છે. માટે ભણવું તે પેટના સુખ સારૂ ને ગણવુ તે સંસારના સુખ સારૂ.

બીજું નીચ જાતી કાનજી મેહેતર ઈત્યાદીઓની ન્યાતના ઠરાવ પ્રમાણે જેઓ ચાલેલા તેવાની કીરતી કેહવાય છે અને ઉંચ બ્રાહ્મણોની કુસંપથી અપકીરતી ગામડીયા બે મીયાબાઇની મુર્ખાઇ જેવી તકરાર છે તેવીજ જાણવી.

ઉંચ જાતીના બ્રાહ્મણોની પડતી દશા થોડા દીવસમાં નીચેના કારણથી જરૂર થશે એમ ધારૂં છું.

૧ કન્યાઓની જાદે ઉત્પતી ૨ છોકરીઓ તથા બેહેનોની માલ મીલકત સ્વીકારે છે. ૩ મુવેલાના સારનારા અધીકારી છતાં અણઘટતો પુરૂષ સારે છે. ૪ અભોજ્યા ભોજન કરે છે. ૫ મૈથુન વરજીત દીવસોએ સ્ત્રી સંગ કરે છે ૬ જન્માક્ષર બરાબર વખતે નોધાવતા નથી તે. ૭ ઘોડાપર બેસી પરણવા જવાને બદલે ચાલતા જાય છે,

હવે આ બધા કારણોપરથી વીચાર કરી જે જે ગ્નાતીઓમાં વીરોધ છે તેઓ જો પતાવે તો અકબર બાદશાહના ઉપર

બતાવેલા બનસાફ જેવી ચતુરાઇ કહેવાશે, નહીં તો નીચે લખેલી કેહેવત જેવું જાણવું.

## કેહેવત

તું જાતકી વેશ્યા તો મે જાતકા ભાંહાડ.

અરથ-એક ભાંહાડે વેસ્યાના સાથે નાતરૂ કીધું પછી તે ભાંહાડે તેના ઉપર ધુસો કરીને તેને કહયું કે અરે એ રાત ચુડે રતાણી, તારા જેવી મે તેર આણી.

ત્યારે વેસ્યાએ જવાબ દીધો કે એમ શું બોલો છો બોલમાં, તમે તો ગારે થયા સોલમાં.

તે સાંભળી ભાંડ ચુપ થઇ બેશી રહયો. એટલે ભાંડે તેર સ્ત્રી કીધી ત્યારે સ્ત્રીએ શોળ પુરૂષ બતાવ્યા.

તેમજ ઉંચ જાતીને નીચ લોકો ધીક્કારસે તો તેઓથી બોલાવાનું નથી. વાસ્તે દાના માણસોએ પુખ્ત વીચાર કરીને કલેશનો નીકાલ કરવો જોઇએ. જુવો નીચેના શ્લોકમાં એ વીશે ચતુરાઇ કહી છે.

## ॥ श्लोक ॥

**नमंतिफल्लो वृक्षा न मंति गुणिनो जनः**
**मुर्खश्चकाष्ठश्च येन नमंति कदाचन**

અરથ-ઝાડનાં ફળ નમે, દાના માણસ નમ્રતા રાખે પણ સુકું લાકડું ને મુરખ માણસ નમે નહીં તો તેની નબળા દીવસની ઉત્પતી જાણવી.

આ પુસ્તક વીદ્વાન અને હરેક માણુસોને પ્રસંન પડસે ને તેપરથી ન્યાતી વીગેરે દુર કરવાની કોશીસ કરશે એમ ધારૂં છું. પરંતુ જેઓ ધર્મ વીરુધ ચાલવાવાલા છે તેઓ તો કદાપી નીંદા પણ કરે તો તેવાને નીચે લખેલા દ્રષ્ટાંત પ્રમાણે જાણીશુ.

## દ્રષ્ટાંત.

એક ગામમાં માગણુ લોકો રહેતા હતા ત્યાં હરદાસે સીતા હરણની કથા કીધી તે કથા પુરી થયા પછી એક મુરખ માણુસ બોલ્યો કે

કોઠી શું કુટે ને કોડીઆં શું વાએ
આખલો શું ઉછલે ને હરીપદ ગાએ

અરથ–રાવણ સીતાને ચોરી ગયો તેની હરદાસે કથા કીધી. હરે હરણ કીધી એટલે શીતાને રાવણ ચોરી ગયો. એ ભાવાર્થ હતો ત્યારે મુરખો એમ સમજ્યો કે સીતાને હરણ, બનાવી તે પાછી હરણની સીતા કીધી નહીં એવું સમજ્યો ને પખાજને કોઠી કહી ને મંજીરાને કોડીઆં કહયાં ને હરદાસને આખલો કહયો. તે પ્રમાણે જેઓ નીંદા કરશે તેવાને ગણીશું.

# શુદ્ધી પત્રીકા.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૩ | ધના | ધરના |
| ૯ | ૯ | દેશટણ | દેશાટણ |
| ૧૧ | ૨૧ | નહારો | નકારો |
| ૧૯ | ૩ | પીતાના | પીતાની |
| ૧૨ | ૭ | સાંભળે | સાંભળ. |
| ૧૩ | ૧૪ | હારો | ડારો |
| ૧૯ | ૧૯ | લોકો | લોકોએ |
| ૨૧ | ૮ | કુસપ | કુસંપ |
| ૨૬ | ૧૮ | ૦ | નીચેની ગરબી મુજબ જાણવા |
| ૨૭ | ૨૭ | ગામડાના | ગામડાની |
| ૨૮ | ૧૪ | ચાવની | ચાવની |
| ૨૮ | ૧૯ | નીચનો | નીચનું |
| ૩૧ | ૨૨ | સશય | સંશય |
| ૪૨ | ૧૬ | ધંધા | ધનધા |

# શુદ્ધી પત્રીકા.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪ | ૧૧ | લોકો | લોકોએ |
| ૫૫ | ૨૧ | થુંક | થુંક ને |
| ૫૬ | ૧૨ | કુદ્તો | કુદતાં |
| ૫૮ | ૧૦ | બનાવે | બતાવે |
| ૫૯ | ૧૬ | એનાથી | એની સાથે |
| ૬૨ | ૫ | તે | એટલે |
| ૬૪ | ૧૬ | બધું | બધા |

## જાહેર ખબર.

### દોહરો

વૈદ રોગી બુઢા જોગી સુરા પીઠે ઘા,
ધાતરવાદી ભીક્ષા માગે, ચારે ફોગટ રાહા

વૈદ રોગી હોય તો તે બીજાને શું સારો કરશે? ઘરડો થઇ જોગી શું કેળવાડવસે? તરવારના ઘા ખાઇ સંતાઇ રહે તેને સુરા કોણ કહેશે? વાદી ઠીકરીના રૂપીઆ બનાવે તો તે ગામોગામ ભીખ શું કરવાં માગ-શે? તેમજ પંચની સલાહ ન માને તેવાને વીદ્વાન કોણ કહે?

આપણે જાતે જો પ્રમાણીકપણે ચાલીએ તોજ ઉંરતી છે એમ સમજવું.

કજજલ તજે ન સામતા, મુકતા તજે ન સ્વેત,
દુરીજન તજે ન કુટીલતા, સજજન તજે ન હેત,